# શ્રી રામકૃષ્ણ ઉપદેશ



શ્રી રામકૃષ્ણ પરમહંસદેવ

"સ્વ. પ્રસન્નકુમાર ગુલાબશંકર નાન્દીના સ્મરણાર્થે" પુ. ૧

વિષ્ણુપ્રસાદ રતનરામ ઠાકોર,
શ્રી રાણુકૃષ્ણ ભુવન, ગુજરાત સોસાયટી અથવા
ખાડીઆ, જેઠાભાઈની પોળ—અમદાવાદ.

રસીકલાલ વાસુદેવ મ્હેતા,
સાંકડીશેરી, હજીરાની પોળ,
માનદ્ મંત્રીઓ
શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ—અમદાવાદ

મુદ્રકઃ—સોમાલાલ મંગળદાસ શાહ
મુદ્રણસ્થાનઃ—ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસ,
પાંચકુવા, ચાર રસ્તા—અમદાવાદ.

પ્રથમ આવૃત્તિ | તા. ૨૮–૯–૧૯૪૦ | પ્રત ૨૦૦૦

આવૃત્તિ બીજી

સન ૧૯૪૧ ] [ સંવત ૧૯૯૭
પ્રત ૧૦૦૦ રામનવમી

# પ્રકાશકોનું નિવેદન

શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવના આ વચનો તેમના એક પટ્ટ-શિષ્ય સ્વામીશ્રી બ્રહ્માનંદજી—શ્રી રામકૃષ્ણ મીશનના પહેલા પ્રમુખ-એ ભેગા કરી બંગાળીમાં છપાવ્યા હતા. તેનું આ ગુજરાતી ભાષાંતર શ્રી રામકૃષ્ણ મીશન આશ્રમ, રાજકોટ તરફથી પ્રગટ કરવામાં આવ્યું છે. શ્રી રામકૃષ્ણ આશ્રમ, રાજકોટના અધ્યક્ષે આ ઉપદેશ હમને છપાવવા પરવાનગી આપી છે, તે બદલ હમો તેમનો આભાર માનીએ છીએ.

આ પુસ્તક છપાવવાનો તમામ ખર્ચ શ્રી. ગુલાબશંકર ઇશ્વરચંદ્ર નાન્દી (પાટણનિવાસી) એ પોતાના સ્વર્ગસ્થ **પુત્ર ભાઈ પ્રસન્નકુમાર ગુલાબશંકર નાન્દી**ના સ્મરણાર્થે આપ્યો છે. જે બદલ હમો તેમના ઋણી છીએ.

શ્રી રામકૃષ્ણ શતાબ્દી નિમિત્તે કલકત્તામાં એક સર્વધર્મ પરિષદ ભરવામાં આવી હતી, જે વખતે આખી દુનિઆના પ્રતિ-નિધિઓ ત્યાં ભેગા થયા હતા. એક ફ્રેંચ પ્રતિનિધિએ તે વખતે કહ્યું હતું કે "શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવનાં વચનો એટલાં તો સુંદર, સરળ અને બોધક છે કે ફ્રાન્સ જઈ તેનું ફ્રેન્ચ ભાષામાં ભાષાંતર કરાવી હું ફ્રાન્સનાં ગામડાઓમાં તેનો પ્રચાર કરીશ."

ગુજરાત. કાઠીઆવાડ તેમજ બૃહદ્ ગુજરાતના ધનિકો આની હજારો નકલો છપાવી ગામડાઓમાં પ્રચાર કરવા હમને મદદ કરશે એવી આશા છે.

રામનવમી
સંવત ૧૯૯૭
તા. ૬-૪-૧૯૪૧
અમદાવાદ

શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ
અમદાવાદ.

શ્રી રામકૃષ્ણ પરમહંસના સંબંધમાં તેમના પટ્ટશિષ્ય સ્વામી વિવેકાનંદજી કહે છે કેઃ—

"શંકરાચાર્યની અદ્ભૂત બુદ્ધિ અને રામાનુજની વિશાળ ઉદારતાનું એક સામટું સંમેલન જેમાં થયેલું હોય એવી એક વ્યક્તિની ભરતખંડને આ જમાનામાં જરૂર હતી. હિન્દુસ્તાનની પ્રજા એક મહાપુરૂષની રાહ જોતી હતી કે જે દરેક સંપ્રદાયમાં એક આત્માનું-એક ઇશ્વરની શક્તિનું દર્શન કરે; જે પ્રાણી માત્રમાં ઈશ્વરને વિદ્યમાન રહેલો અનુભવે; જેનું ઉદાર હૃદય ભરતખંડના અને ભરતખંડની બહારના દેશોનાં દરિદ્ર, દુર્બળ અને પતિત મનુષ્યોને માટે દ્રવીભૂત થાય; જેની વિશાળ બુદ્ધિ તત્ત્વજ્ઞાનના કૂટમાં કૂટ પ્રશ્નનું નિરાકરણ કરી શકે; જે ભરતખંડના અને અન્ય પ્રજાઓના તમામ પરસ્પરવિરૂદ્ધ સંપ્રદાયોની એકતા અને સત્યતા સિદ્ધ કરીને પોતાની સમન્વય કરવાની અદ્ભૂત શક્તિ વડે બુદ્ધિના તીક્ષ્ણ વૈભવયુક્ત અને ઉચ્ચ ભાવનાયુક્ત સાર્વભૌમિક ધર્મનું દર્શન કરાવી શકે."

"ઉપર જણાવ્યા જેવો એક મહાપુરૂષ ભરતખંડમાં થોડાજ વર્ષ ઉપર જન્મ્યો હતો અને અનેક વર્ષ સુધી તેના ચરણ સમીપ બેસીને તેમનો ઉપદેશ સાંભળવાને હું ભાગ્યશાળી થયો હતો. એવા મહાન પુરૂષના જન્મને માટે જ્યારે યોગ્ય સમય આવ્યો, જ્યારે જનસમાજને તેની ખરેખરી જરૂર જણાઈ, ત્યારે તેણે દર્શન આપ્યું. આ મહાત્મા પાસે પુસ્તકિયા જ્ઞાન લેશ માત્ર પણ ન હતું. તેઓ મહા બુદ્ધિશાળી છતાં પોતાનું નામ પણ પુરૂં લખી શકતા ન હતા; અને તેમ છતાં પણ તેમના કથનને યુનિવર્સિટીના સર્વોત્તમ તીક્ષ્ણ બુદ્ધિસંપન્ન ગ્રેજ્યુએટો એકે અવાજે સ્વીકારતા હતા. એ મહાપુરૂષની મગજશક્તિ આગળ આપણે બધા નાના બાળક જેવા છીએ.

"સર્વ ધર્મના ગર્ભમાં રહેલી સમાનતા-એકતાને પ્રકટ કરીને તેનો વિસ્તાર કરવો એજ મારા ગુરૂનો ઉદ્દેશ હતો. તેમણે કોઈ પણ ધર્મને ઉતરતો જણાવ્યો નથી."

"મારા ઉપરથી એ મહાપુરૂષની તુલના કરતા નહી. હું તો તેમના હલકામાં હલકા યંત્ર જેવો છું."

**"એમનું સમગ્ર જીવન ઉપનિષદોના સમન્વય રૂપ હતું; એમના ઉપદેશ કરતાં એમનું જીવન વિશેષ રૂપે ઉપનિષદોના મૂર્તિમાન ભાષ્યતુલ્ય હતું, જાણે ઉપનિષદનું જ્ઞાન જ મનુષ્ય રૂપ ધારણ કરીને પ્રકટ થયું હોય એવા તે મહાપુરૂષ હતા."**

"જો હું મારા આખા જીવનમાં એક પણ સત્ય જાહેર કરી શક્યો હોઉં તો તે સત્ય હું તેમની પાસેથી શીખ્યો છું."

"મારામાં જે કાંઈ જીવનપ્રદ બળ પ્રેરનાર અને પવિત્રતા આપનાર શક્તિઓ હોય તે સર્વ તેમની પ્રેરણાનું અને તેમના જ ઉપદેશનું પરિણામ છે, જે કાંઈ ત્રુટીઓ હોય તે મારી પોતાની છે."

**સ્વામી વિવેકાનંદ**

શ્રી રામકૃષ્ણ પરમહંસના જીવન સંબંધી નીચે જણાવેલાં ગુજરાતીમાં અને અંગ્રેજીમાં પુસ્તકો છેઃ—

૧ શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવનું જીવનચરિત્ર
અને ઉપદેશામૃત ... ... શ્રી. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા

૨ શ્રી રામકૃષ્ણ પરમહંસનું જીવનચરિત્ર...સસ્તુ સાહિત્ય, અમદાવાદ

૩ શ્રી રામકૃષ્ણ કથામૃત ... ... " "

૪ શ્રી રામકૃષ્ણ લીલા પ્રસંગ ભાગ ૧-૨...શ્રી રામકૃષ્ણ આશ્રમ,

૫ શ્રી રામકૃષ્ણ લીલા પ્રસંગ ભા. ૩ છપાય છે. [રાજકોટ

6 Ramkrishna-the Man-Gods by Romain Rolland
Adwait Ashram, Publication Deptt.
4, Wellington Lane-Calcutta.

7 Life of Sri Ramkrishna, with
a foreword by Mahatma Gandhi. —Do—

# વિનંતિ

શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ તરફથી પ્રગટ થયેલાં પુસ્તકો નીચે પ્રમાણે છે.

૧ શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવનું જીવન તથા ઉપદેશામૃત, ૨ શ્રી નાગ મહાશયનું જીવન વૃત્તાંત, ૩ શ્રી રામચંદ્ર દત્તનું જીવન વૃત્તાંત, કીંમત. ૦–૮–૦ પોસ્ટેજ ૦–૨–૦ ૪ શાન્તિદાસ, ૫ શ્રમણ નારદ, ૬ એક સંતનો અનુભવ, ૭ નવું રેલ્વે સ્ટેશન, ૮ જીવલેણ ગાડું, ૯ અણોજો, ૧૦ તત્ત્વ મિમાંસા, ૧૧ આત્મ સાક્ષાત્કાર થયેલા એક મહાત્મા સાથેનો પરિચય, ૧૨ સહકાર, ૧૩ शिवमहिम्नः स्तोत्रम्

શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવના જીવન સંબંધે પ્રમાણભૂત હકીકત તેમના પ્રખર શિષ્ય સ્વા. શારદાનંદજીએ બંગાળી ભાષામાં પાંચ વિભાગમાં બહાર પાડી છે. આ ગ્રંથના બે ભાગ “ રામકૃષ્ણ લીલા પ્રસંગ ભા. ૧, પૂર્વ કથા અને બાલ-જીવન અને ભા. ૨, સાધક–ભાવ, શ્રી રામકૃષ્ણ આશ્રમ, રાજકોટ તરફથી બહાર પડયા છે. બાકીના ત્રણ ભાગનું ગુજરાતી ભાષાંતર તૈયાર છે. ભા. ૩ હાલમાં છપાય છે. ગુજરાત કાઠીઆવાડ, તથા બૃહદ ગુજરાતમાં વસતા ગુજરાતી ભાઈઓને હમારી વિનંતિ છે કે તેમનાથી જેટલો બની શકે તેટલો ફાળો નીચેના શરનામે મોકલી આપે જેથી ગુજરાતી જનતાને આ અદ્ભૂત જીવનવૃત્તાંત વાંચવાનો લાભ મળે.

**વિષ્ણુપ્રસાદ રતનરામ ઠાકોર**
“ શ્રી રામકૃષ્ણ ભુવન ” ગુજરાત સોસાયટી, **અમદાવાદ**

**રસીકલાલ વાસુદેવ મ્હેતા**
સાંકડીશેરી, હજીરાની પોળ–**અમદાવાદ**

માનદ્ મંત્રીઓ **શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ**

# શ્રીરામકૃષ્ણ ઉપદેશ

## આત્મજ્ઞાન

૧. માણસ પોતાને ઓળખે તો ભગવાનને પણ ઓળખી શકે. "હું કોણ છું." એ બાબત સારી રીતે વિચાર કર્યો હોય તો સમજી શકાય કે 'હું' એવી કોઈ ચીજ નથી. હાથ, પગ, લોહી, માંસ વગેરે એમાંથી 'હું' કોણ? જેમ ડુંગળીનાં ફોતરાં ઉતરતાં ઉતરતાં કેવળ ફોતરાં જ રહે ને કાંઇ સાર નીકળે નહિ, તે જ પ્રમાણે વિચાર કરતાં 'હું' એવી કાંઇ ચીજ મળશે નહિ. બાકી જે રહે તે જ આત્મા ચૈતન્ય. 'હું પણું' આવું જાય એટલે ભગવાન દર્શન દે.

૨. 'હું પણું' બે જાતનું છે:—એક પાકેલું અને બીજું કાચું. મારૂં ઘર, મારાં છોકરાં એમ જ્યાં સુધી માણસ માને છે ત્યાં સુધી તેનામાં કાચું 'હું પણું' છે. પછી "હે ભગવાન, હું તારો દાસ છું, હું તારૂં બાળક છું, હું નિત્યમુક્ત જ્ઞાનસ્વરૂપ છું." એમ જ્યારે જાણે છે ત્યારે તેનામાં પાકેલું 'હું પણું' છે.

૩. એક માણસે શ્રીરામકૃષ્ણને કહ્યું કે મને એક વાક્યમાં જ્ઞાન મળી જાય એવો ઉપદેશ આપો. તેઓશ્રી બોલ્યા, 'બ્રહ્મ સત્ય જગત્ મિથ્યા' એટલો વિચાર કર્યા કરો. એમ કહી ચુપ થઇ ગયા.

૪. જેમ નાળીએરીનાં પાંદડાં ખરી જાય પણ તેના ડાઘ રહે, તેમ જ્યાં સુધી શરીર છે ત્યાં સુધી 'હું પણું' સાવ જતું નથી. સહેજસહાજ રહે ને રહે, પણ આવું સહેજ સહાજ 'હું પણું' મુક્તપુરૂષને લોપી શકે નહિ.

૫. નાગા તોતાપુરીને પરમહંસે પૂછ્યું કે "તમે આવી ઉંચી સ્થિતિએ પહોંચ્યા છો છતાં તમારે રોજ ધ્યાન કરવાની જરૂર શું?" તોતાપુરીએ જવાબ દીધો કે "જો લોટાને રોજરોજ ન ઉટકીએ તો તે કાળો પડી જાય. તેમ નિત્ય ધ્યાન ન કરીએ તો મનને મેલ ચડી જાય." પરમહંસદેવે જવાબમાં કહ્યું કે "જો સોનાનો લોટો હોય તો કાળો ન પડે." (સચ્ચિદાનંદનો લાભ થયા પછી સાધનની દરકાર રહેતી નથી.)

૬. વિચાર બે પ્રકારના જાણવાઃ—ઉલટ અને સુલટ. જેમ કાચલીનું ટોપરૂં અને ટોપરાની કાચલી.

૭. 'હું પણા'નું જ્યાં સુધી ભાન રહે છે ત્યાં સુધી 'હું'થી જુદી વસ્તુ હોવાનું ભાન પણ હોય છે. જેને અજવાળાનું જ્ઞાન હોય છે તેને અંધારાનું પણ જ્ઞાન હોય છે. જેને ફલાણું સારૂં છે, એવું ભાન હોય છે તેને ફલાણું નરસું છે એવું જ્ઞાન પણ હોય છે.

૮. જેમ પગમાં જોડા પહેર્યા હોય તો માણસ સહેજે કાંટા ઉપર થઇને ચાલ્યો જાય તેમ તત્વજ્ઞાનરૂપ પગરખાં પહેર્યાં હોય તો આ કાંટાથી ભરેલા સંસારમાં મન ગમે ત્યાં ફરી શકે.

૯. એક સાધુ હંમેશાં મસ્ત સ્થિતિમાં રહેતા હતા. કોઈની સાથે બોલતા નહિ. લોકો તેને ગાંડા તરીકે ઓળખતા. એક દિવસ વસ્તીમાં જઈ ભીક્ષા માગી લાવી એક કુતરા ઉપર બેસી પોતે ખાવા લાગ્યા અને કુતરાને પણ ખવરાવવા લાગ્યા. તે જોઇને ત્યાં ઘણા માણસો ભેગા થઈ ગયા અને તેમાંથી કોઈ કોઈ તો "એ ગાંડા, એ ગાંડા" એમ કહીને તેમની મશ્કરી કરવા મંડયા. એ જોઇને આ સાધુ લોકોને કહેવા લાગ્યા કે તમે શા માટે હસો છો?

"વિષ્ણુ પરિસ્થિતો વિષ્ણુઃ
વિષ્ણુઃ ખાદતિ વૈષ્ણવે,
કથં હસસિ રે વિષ્ણો;
સર્વં વિષ્ણુમયં જગત્."

તેનો અર્થ એ છે કેઃ—

વિષ્ણુ ઉપર વિષ્ણુ બેઠા છે;
વિષ્ણુ વિષ્ણુને ખવરાવે છે,
હે વિષ્ણુ તું કેમ હસે છે;
આખું જગત્ વિષ્ણુમય છે.

૧૦. જ્યાં સુધી માણસ, 'ત્યાં ત્યાં' એમ કહીને પોતાની બહાર ઈશ્વરની શોધ કરે છે ત્યાં સુધી તેનામાં અજ્ઞાન છે. અને જ્યારે 'અહિઆં અહિઆં' (એટલે પોતાની અંદર ઈશ્વર છે) એમ માણસ જાણે ત્યારે તેને જ્ઞાન થયું છે એમ સમજવું. જે માણસ ઈશ્વર અહિઆં (એટલે પોતાની અંદર) છે, એવી ભાવનામાં સ્થિર છે તે ત્યાં એટલે ભગવાનના ચરણમાં જ છે.

## ભગવાન

૧. ભગવાન બધાની અંદર કઈ રીતે બીરાજે છે તે જાણો છો? જેવી રીતે ચકના પડદા પાછળ મોટા માણસનાં બૈરાંઓ રહે છે તેવી રીતે. તેઓ પડદાની બહારનાં બધાંને જોઇ શકે છે પણ તેમને કોઈ જોઈ શકતું નથી; બરાબર તેવી જ રીતે ભગવાન બીરાજે છે.

૨. દીવાનો સ્વભાવ અજવાળું દેવાનો છે. કોઇ તે અજવાળામાં રસોઈ કરે છે, કોઇ ભાગવતનો પાઠ કરે છે, તો કોઈ ખોટાં ખત તૈયાર કરે છે; તેમાં કાંઇ અજવાળાનો દોષ છે? તે પ્રમાણે કોઈ ભગવાનને નામે મુક્તિ મેળવવા પ્રયાસ કરે છે, પણ કોઇ તો ચોરી કરવા મહેનત કરે છે. તેમાં કાંઇ ભગવાનનો દોષ?

૩. જેવો જેનો ભાવ તેવો તેને લાભ. ભગવાન તો કલ્પવૃક્ષ છે. એની આગળ જે માણસ જે માગે તે માણસને તે મળે છે. ગરીબનો છોકરો ભણી ગણી હાઈકોર્ટનો જડજ થાય ત્યારે મનમાં વિચાર કરે કે હું ઠીક છું. ભગવાન પણ તે ટાણે બોલે કે તું ઠીક

છે. ત્યાર પછી તે જ્યારે પેનશન લઇને ઘેર બેસે ત્યારે તેને વિચાર થાય છે કે આ જીંદગીમાં મેં શું કર્યું? ભગવાન પણ તે ટાણે બોલે છેઃ—એમજ, તેં કર્યું શું?

૪. બ્રહ્મ અને શક્તિ નોખાં નથી. બ્રહ્મ જ્યારે નિષ્ક્રિય અવસ્થામાં હોય ત્યારે તેને શુદ્ધ બ્રહ્મ કહે છે, અને જ્યારે સૃષ્ટિ, સ્થિતિ, પ્રલય વગેરે કરે ત્યારે તેને શક્તિ કહે છે.

૫. એક દિવસે ભગવાન સંબંધે વાતચીતમાં મથુરબાબુએ પરમહંસદેવને કહ્યું કે "ભગવાનને પણ જગતના નિયમ પ્રમાણે ચાલવું પડે છે. તે પોતાની મરજી પ્રમાણે બધું કરી શકે નહિ." પરમહંસદેવે કહ્યું "એવું તે હોય? પ્રભુ તો ઇચ્છામય છે. તેઓ ઇચ્છા કરે તો બધું કરી શકે." મથુરબાબુએ કહ્યું કે "આ રાતા ફુલનું ઝાડ છે તેના ઉપર ધોળાં ફુલ પ્રભુની ઇચ્છા થાય તો શું ઉગાડી શકે?" પરમહંસદેવે કહ્યું "શું કામ ન ઉગાડી શકે! તેની ઇચ્છા થાય તો આ રાતા ફૂલના ઝાડમાં જ ધોળું ફુલ ઉગી નીકળે." પણ મથુરબાબુને આ વાતમાં પૂરો વિશ્વાસ બેઠો નહિ. ત્યાર પછી કેટલેક દિવસે એવું બન્યું કે એક રાતા ફુલના છોડની એક ડાંખળી ઉપર ધોળાં અને બીજી ડાંખળી ઉપર રાતા ફુલ ઉગી નીકળ્યાં. ફુલની આખી ડાળ તોડી લાવીને પરમહંસદેવે મથુરબાબુને દેખાડી. મથુરબાબુ હેરત પામી બોલ્યા કે "બાપુ! હવે તમારી સાથે વાદવિવાદમાં નહિ ઉતરૂં."

૬. સાકાર તથા નિરાકારનો ભેદ સમજો છો? જેમ પાણી અને બરફ. પાણી જામીને બરફ બંધાય ત્યારે સાકાર; બરફ ગળીને પાણી થાય ત્યારે નિરાકાર.

૭. ભીષ્મદેવ શરીર છોડવાને વખતે બાણની પથારી ઉપર સુતા હતા ત્યારે તેમની આંખમાંથી પાણી પડયું, તે જોઇને અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું "ભાઈ, આ કેવું આશ્ચર્ય! સત્યવાદી, જીતેન્દ્રિય, જ્ઞાની અને આઠ વસુમાંના એક એવા જે ભીષ્મપિતામહ, તે પણ

મરતી વખતે માયાને વશ થઈને રોવા લાગ્યા છે." શ્રીકૃષ્ણ ભગવાને ભીષ્મદેવને આ વાત કરી ત્યારે તેઓ બોલ્યા કે "હે કૃષ્ણ, તમે તો સારી રીતે જાણો છો કે હું કાંઈ તે કારણથી રડતો નથી; પણ એવા વિચારથી રોઉં છું કે હું ભગવાનની લીલાને કાંઈ પણ જાણી શક્યો નહિ. જે ભગવાનના નામનો જપ કરવાથી માણસો આફતમાંથી બચી જાય તે ભગવાન પોતે પાંડવના સારથિ અને સખા રૂપે રહ્યા છે છતાં પાંડવોના દુઃખનો આરો આવ્યો નહિ."

૮. પરમહંસદેવ મથુરબાબુની સાથે કાશીની જાત્રાએ પધાર્યા હતા ત્યારે તેઓ ત્રૈલંગ સ્વામીને દર્શને ગયા. પરમહંસદેવે સ્વામીજીને પુછયું કે 'ઈશ્વર તો એક છે છતાં લોક બહુ છે એમ કેમ બોલે છે? ત્રૈલંગ સ્વામીને મુનીવ્રત હતું તેથી તેઓ એક આંગળી ઉંચી કરી સમાધિ ચડાવી ગયા. તેમ કરીને તેમણે જણાવી દીધું કે 'ધ્યાન કરીને જોવાથી સમજાય છે કે પ્રભુ એક છે પણ જેઓ ફક્ત તર્ક કરે છે તેમને તો ઈશ્વર બહુ છે એવો ભાસ થાય છે."

૯. જે સાકાર છે તેજ નિરાકાર છે. ભક્તની આગળ તેએ સાકાર રૂપે પ્રગટ થઈ દર્શન દે છે. જેમ મહાસમુદ્ર, કેવળ અનંત જળથી ભરેલો છે અને તેને કાંઠો કે કિનારો નથી; ફક્ત કોઈ કોઈ ઠેકાણે વધારે ઠંડીને લીધે પાણી જામી જઈને બરફ બનેલ છે એમ દેખાય છે, તે પ્રમાણે ભક્તની ભક્તિરૂપી ઠંડીથી સાકાર રૂપનું દર્શન થાય છે પણ સૂર્ય ઉગે એટલે બરફ ગળી જાય અને આગળ જેવું પાણી હતું તેવું ને તેવું રહે, તે પ્રમાણે જ્ઞાનસૂર્ય ઉગે ત્યારે તેજ સાકાર રૂપી બરફ ગળી પાણી થઈ જાય અને બધું નિરાકાર થાય.

## માયા

૧. માયાના સ્વરૂપની ખબર છે? જેમ પાણીની અંદરની પાન્ય (એક જાતની શેવાળ). એક વખત આઘી કરીએ તો બધી પાન્ય ખસી જાય પણ જરાક વારમાં તે પાછી એની મેળે

ભરાઇ જાય. તેમ જેટલો વખત પ્રભુનો વિચાર કરો, સત્સંગ કરો, તેટલો વખત તો કાંઇ હોતું નથી, પણ તે પછી તરત જ વિષય-વાસનાનું આવરણ પાછું આવી જાય છે.

૨. સર્પના મોઢામાં ઝેર છે. તે પોતાને કરડે ત્યારે તેને ઝેર લાગતું નથી, પણ બીજા કોઇને કરડે તો તે માણસને ઝેર ચડે છે. તે પ્રમાણે ભગવાનની અંદર માયા છે ખરી, પણ તે તેને મોહ પમાડી શકતી નથી. તે માયા બીજાને મોહ પમાડે છે.

૩. માયા કોને કહે છે તે જાણો છો ? બાપ, મા, ભાઈ, બેન, સ્ત્રી, પુત્ર, ભાણેજ, ભત્રીજો, ભત્રીજી એ બધાં સગાંવહાલાં તરફનું ખેંચાણ અને મમતા તેનું નામ માયા. અને ‘ સર્વ પ્રાણીમાં મારા પ્રભુ છે ’ એમ જાણીને બધા ઉપર એકસરખો પ્રેમ તેનું નામ દયા.

૪. જેને ભૂત વળગ્યું હોય તેને જો ખબર પડે કે મને વળગાડ છે તો ભૂત ભાગી જાય, તેવી રીતે માયાથી ઘેરાએલા જીવને એકવાર સારી પેઠે ખબર પડે કે હું માયાથી ઘેરાએલો છું તો માયા તરતજ તેની પાસેથી ભાગી જાય છે.

૫. જીવ અને ભગવાનની વચ્ચે માયાનો પડદો છે. તે માયાનો પડદો ન ખસે ત્યાં સુધી જીવ અને ઈશ્વરનો ભેટો થાય નહિ. જેમ આગળ રામ, વચમાં સીતા અને પછવાડે લક્ષ્મણ. આ ઠેકાણે રામને ઈશ્વર અને લક્ષ્મણને જીવ એ રીતે સમજવા. બેની વચમાં સીતા-રૂપી માયાનું આવરણ. જ્યાં સુધી સીતાજી વચમાં હોય ત્યાં સુધી લક્ષ્મણજી રામચંદ્રજીને દેખી શકે નહિ. સીતાજી જરાક બાજુમાં ખસી જાય ત્યારે લક્ષ્મણજી રામચંદ્રજીને દેખી શકે.

૬. માયા બે જાતની છે–વિદ્યા અને અવિદ્યા. તેમાં વળી વિદ્યામાયાનાં બે સ્વરૂપ છે; વિવેક અને વૈરાગ્ય. આ વિદ્યામાયાનો આશરો લઈને જીવ ભગવાનનું શરણ પામે છે. અવિદ્યા છ પ્રકારની છે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર. અવિદ્યામાયા હું

અને મારૂં એવું ભાન કરાવીને માણસોને બંધનમાં રાખે છે. પણ વિદ્યામાયાના પ્રકાશે જીવની અવિદ્યા તદ્દન નાશ પામે છે.

૭. પાણી ડોળું હોય ત્યાં સુધી સૂર્યચન્દ્રનું પ્રતિબિંબ તેમાં બરાબર પડતું નથી. તે પ્રમાણે માયા એટલે "હું" અને "મારૂં" એવું ભાન જ્યાં સુધી રહે ત્યાં સુધી આત્માનો સાક્ષાત્કાર બરાબર થતો નથી.

૮. સૂર્ય પૃથ્વીને અજવાળું આપી રહેલ છે પણ એક નાનકડું વાદળું સામું આવીને તેને ઢાંકી દે તો પછી સૂર્ય દેખાતો નથી. તે પ્રમાણે આપણે સાધારણ માયાના આવરણને વશ છીએ તેથી સર્વ-વ્યાપી અને સર્વસાક્ષીસ્વરૂપ સચ્ચિદાનંદને દેખી શકતા નથી.

૯. પાન્ય (એક જાતની શેવાળ) વાળા તળાવની અંદર ઉતરીને પાન્યને નોખી કરી નાખીએ તો પણ પાછી ભેળી થઈ જાય. તેવી રીતે માયાને ઠેલી દઇએ તો પણ પાછી આવીને ઉભી રહે. પણ જો પાન્યને દૂર ખસેડીને પછી વાંસડાના કટકા આડા બાંધવામાં આવે તો એ વાંસડાના કટકાને ધક્કો મારીને પાન્ય આવી શકતી નથી. તેવીજ રીતે માયાને દૂર ખસેડીને જ્ઞાન અને ભક્તિ-રૂપી આડ ઉભી કરી શકીએ તો માયા અંદર પેસી શકતી નથી. માત્ર સચ્ચિદાનંદ પ્રકાશ્યા કરે છે.

૧૦. દક્ષિણેશ્વર મંદિરના નોબતખાનામાં એક સાધુ કેટલાક દિવસથી આવીને રહ્યા હતા. એ સાધુ કોઈની સાથે વાત કરતા નહિ. હંમેશાં ધ્યાનધારણામાં મગ્ન રહેતા. એક દિવસ એકાએક વાદળાંથી આકાશ છવાઈ ગયું. થોડા વખત પછી વાવાઝોડું થવાથી બધાં વાદળાં વીખરાઇ ગયાં. આ જોઈને તે સાધુ પોતાના ઓરડા-માંથી બહાર આવી નોબતખાનાની ઓસરીમાં ઉભા રહી ખૂબ નાચવા કૂદવા અને હસવા લાગ્યા. એ જોઇને પરમહંસ દેવે તેમને પૂછ્યું, "તમે તો ઓરડામાં ચૂપચાપ બેઠા રહેતા, આજ આટલા આનન્દથી કેમ નાચો કૂદો છો?" સાધુએ જવાબ આપ્યો

"સંસારની માયા એવીજ છે. પહેલાં સ્વચ્છ આકાશ, થોડીકવાર પછી એકાએક વાદળાં આવીને અંધારૂં કરી મૂકે, અને ત્યાર પછી થોડીવારે જેમ હતું તેમને તેમ."

## અવતાર

૧. મોટાં મોટાં લાકડાં તણાતાં આવે છે ત્યારે કેટલાંક માણસો તેના ઉપર બેસીને કાંઠે ઉતરી જાય છે. માણસોના ભારથી એ લાકડાં ડુબતાં નથી. પણ સાધારણ ડાળખી તણાતી આવતી હોય તેના ઉપર એક કાગડો બેસે તો તેના ભારથી પણ તે ડુબી જાય છે. તેવી રીતે જ્યારે પ્રભુના અવતાર વગેરે આવે છે ત્યારે તેમનો આશરો લઇને સેંકડો માણસો તરી જાય છે. સિદ્ધ પુરૂષો મહા મહેનતે એકલા પોતેજ તરી શકે છે.

૨. રેલગાડીનાં ઇન્જીન પોતે ચાલ્યાં જાય છે એટલુંજ નહિ પણ સાથે સાથે કેટલાય માલગાડીના ડબા પણ ખેંચી જાય છે. અવતારો પણ તેવીજ રીતે હજારો લોકોને ભગવાનની પાસે લઈ જાય છે.

## જીવોની જુદી જુદી અવસ્થા

૧. માણસો ઓશિકાની ખોળ જેવાં છે. કેટલાંક ઓશિકાની ખોળ રાતી, તો કેટલાંકની કાળી હોય છે; પણ બધા ઓશિકાની અંદર એકજ જાતનું રૂ ભરેલું હોય છે તેવીજ રીતે કેટલાંક માણસ રૂપાળાં, કેટલાંક કાળાં, કેટલાંક સારાં, કેટલાંક નરસાં; પણ એ બધાની અંદર એકજ ઇશ્વર બિરાજી રહ્યો છે.

૨. દુનીઆમાં બે જાતના સ્વભાવના લોકો જોવામાં આવે છે. કેટલાક સુપડા જેવા અને કેટલાક ચાળણી જેવા. જેવી રીતે સુપડું ફોતરાં, કાંકરાં, ને તેના જેવી બીજી નકામી ચીજ કાઢી

નાખી સાર વસ્તુ દાણાને પોતાની અંદર રહેવા દે છે તેવીજ રીતે રીતે કેટલાક લોકો સંસારની અસાર વસ્તુ કામ કાંચન વગેરેનો ત્યાગ કરી સાર વસ્તુ ભગવાનનેજ ગ્રહણ કરે છે. પણ ચાળણી સાર વસ્તુને કાઢી નાખી પોતાની અંદર અસાર વસ્તુ (કાંકરા ધૂળ વગેરે) રાખે છે તેવીજ રીતે દુનીઆના કેટલાક લોકો સાર વસ્તુ જે ઈશ્વર તેને છોડી દઈ અસાર વસ્તુ જે કામ કાંચન વગેરે તેને વળગી રહે છે.

૩. વિષયી લોકોનાં મન છાણના કીડા જેવાં છે. છાણના કીડા છાણમાં રહેવામાં મજા માને. છાણ સિવાય તેને બીજું કાંઇ દો તો તેને ગમે નહિ. તેને જો પરાણે કમળની અંદર બેસાડીએ તો તે તરફડીને મરી જાય; તેવીજ રીતે વિષયી લોકનાં મનને વિષયની વાત સિવાય બીજું કાંઈ સારૂં લાગતું નથી. કયાંય ભગવાનની કથા ચાલતી હોય તે ઠેકાણું છોડીને જ્યાં નકામી વાતો થતી હોય ત્યાં જઈને બેસે.

૪. કેટલાંક માછલાં જાળમાં પકડાયા પછી જાળમાંથી ભાગી છુટવાને જરા પણ મહેનત કરતાં નથી; એમને એમ પડયાં રહે છે. કેટલાંક માછલાં ભાગી છુટવાને તરફડીયાં મારે છે પણ ભાગી શકતાં નથી. બીજાં માછલાં એવાં થાય છે જે જાળ કાપીને નીકળી જાય છે. આ દુનિઆમાં જીવ પણ તેવી રીતે ત્રણ જાતના છેઃ—૧. માયામાં બંધાએલા, ૨. માયાથી છુટવાની મહેનત કરવાવાળા, અને ૩. માયામાંથી છુટેલા.

૫. રસ્તે જતાં રાત પડી જવાથી, અને આકાશમાં વાદળાં તેમજ વાવાઝોડા જેવું થઇ જવાથી એક મછીમારણે કોઈ એક માળીના ઘરમાં આશરો લીધો. જે ઓરડામાં ફુલ રાખવામાં આવતાં હતાં તે ઓરડાની ઓસરીમાં તેને માળીએ ઉતારો આપ્યો અને તેની બને તેટલી સરભરા પણ કરી; પણ તે બાઇને કોઈ રીતે ઉંઘ આવી નહિ. છેવટે તેને સમજાયું કે બગીચામાં જુદી જુદી જાતનાં

ફુલો ખીલ્યાં છે તે ફુલોની વાસને લીધે તેને ઉંઘ આવતી નથી. પછી તરતજ તેણે માછલાની ટોપલી ઉપર થોડુંક પાણી છાંટયું અને તેને માથા પાસે મૂકીને સુતી એટલે ઉંઘ આવી ગઈ. સંસારમાં બંધાએલા વિષયી જીવોને પણ સંસારની દુર્ગંધ સિવાય બીજું કાંઇ સારૂં લાગતું નથી.

૬. નાનાં પારેવાંને ગળે હાથ મુકવાથી તેના ગળામાં દાણા ખખડે છે, તેમ માયામાં બંધાએલા જીવોની સાથે વાત કરવાથી માલૂમ પડે છે કે તેમનામાં વિષયવાસના ભરી છે. વિષય સંબંધી વાતોજ તેમને પસંદ પડે છે; ધર્મની વાત તેમને સારી લાગતી નથી.

૭. જેવી રીતે મૂળા ખાનારને મૂળાનો ઓડકાર આવે છે, તેવીજ રીતે ધાર્મિક પુરૂષો કેવળ ધર્મ વિષેજ ચર્ચા કરે છે અને વિષયી લોકો વિષયનીજ વાતો કર્યા કરે છે.

૮. બે જાતની માખીઓ થાય છે. એક મધમાખી:—તે મધ સિવાય બીજું કાંઇજ ચૂસતી નથી. બીજી જાતની માખી મધ પણ ચૂસે છે અને જો પરૂ નીકળતું ગુમડું મળે તો મધ છોડી ત્યાં દોડે છે. તેજ પ્રમાણે માણસો પણ બે જાતનાં થાય છે, એક જેનો ભગવાન ઉપર ભાવ છે તેવા—આ લોકો ભગવાનની કથા સિવાય બીજી કોઈ જાતની વાતચીત કરી શકતા નથી; અને બીજા સંસારમાં રચ્યાપચ્યા રહેલ જીવ—તેઓ ભગવાનની કથા સાંભળતા હોય તેમાં કોઇ માણસ કામકાંચનની વાત કરે તો ભગવાનની કથા છોડી દઇને તરતજ તે વાતમાં મશગુલ થઇ જાય.

૯. માયામાં બંધાએલ જીવો પોતે હરિનામ સાંભળતા નથી ને બીજાઓને પણ સાંભળવા દેતા નથી. ધર્મની અને ધાર્મિક પુરૂષોની તેઓ નિંદા કરે છે અને કોઈ ધ્યાનધારણા કરે તો તેની અનેક રીતે મશ્કરી કરે છે.

૧૦. જેમ મગરમચ્છના શરીર ઉપર હથીઆરનો ઘા કરીએ તો હથીઆર અટકીને પડી જાય છે ને મગરમચ્છને જરાય વાગતું

નથી તેવી રીતે માયામાં બંધાએલ જીવોની આગળ ધર્મની વાત આપણે ગમે તેટલી કરીએ તોપણ તેમના હૃદયમાં તેની કાંઇ અસર થતી નથી.

૧૧. સૂર્યનાં કિરણ બધી જગ્યાએ સરખી રીતે પડે છે પણ પાણીની અંદર, અરિસામાં ને બીજી ચોકખી ચીજોમાં તેનો પ્રકાશ વધારે જોવામાં આવે છે. તે પ્રમાણે ભગવાન બધાના હૃદયમાં એકસરખી રીતે રહેલા છે છતાં સાધુ પુરૂષોના હૃદયમાં ભગવાનનો પ્રકાશ વધારે જોવામાં આવે છે.

૧૨. બધી પૂરીઓનો દેખાવ એક સરખો હોવા છતાં તેઓના પૂરણમાં જેમ ફેરફાર હોય છે, કેટલીકમાં ટોપરાનું પૂરણ હોય છે, કેટલીકમાં માવાનું પૂરણ હોય છે; તેવીજ રીતે મનુષ્યો બધા એક જાતના હોવા છતાં ગુણમાં એક બીજાથી જુદા હોય છે.

૧૩. બધી જાતનું પાણી નારાયણસ્વરૂપ છે એ ખરૂં, પણ બધી જાતનું પાણી પી શકાતું નથી. બધી જગ્યાએ ઈશ્વર છે એ ખરૂં, પણ તેથી બધી જગ્યાઓ જવા લાયક નથી. જેવી રીતે કેટલાક પાણીથી હાથપગ ધોવાય, કેટલાંક પાણીથી મ્હોં ધોવાય, કેટલાંક પાણી પીવાય, પણ કેટલાંક પાણીનો છાંટો પણ લેવાય નહિ; તેવીજ રીતે કેટલીક જગ્યાએ જઈ શકાય અને કેટલીક જગ્યાને છેટેથી નમસ્કાર કરી ત્યાંથી ભાગી છુટવું પડે.

૧૪. વાઘની અંદર ઈશ્વર છે એ સાચું, પણ વાઘની સામે જવું ઠીક નથી. ખરાબ લોકોની અંદર ઈશ્વર છે એ સાચું પણ તેમનો સંગ કરવો એ ઠીક નથી.

૧૫. ગુરૂએ એક શિષ્યને ઉપદેશ આપતાં કહ્યું કે બધા પદાર્થો નારાયણ સ્વરૂપ છે. શિષ્યે એ વાત પકડી રાખી. એક દિવસ રસ્તામાં એક હાથી ચાલ્યો આવતો હતો. તેના ઉપર બેઠેલા મહાવતે આ શિષ્યને દૂર ખસી જવા કહ્યું. શિષ્ય તો વિચાર કરવા લાગ્યો કે શા માટે હું ખસું ? હું નારાયણ છું, હાથી પણ નારાયણ

છે. નારાયણને નારાયણની બીક શેની? તે ખસ્યો નહિ. છેવટે હાથીએ સૂંઢ વતી તેને પકડી દૂર ફેંકી દીધો, અને તેને સખત ઈજા થઇ. ત્યાર પછી ગુરૂની પાસે આવી તેણે આ બનાવ તેમને કહી સંભળાવ્યો. ગુરૂએ કહ્યું 'તું ઠીકજ કહે છે. તું નારાયણ છે, અને હાથી પણ નારાયણ છે; પણ હાથી ઉપર બેઠેલા મહાવત નારાયણે તને ચેતવ્યો છતાં મહાવત નારાયણનું તેં કેમ ન માન્યું?'

૧૬. સાધુ પુરૂષનો ગુસ્સો કેવો હોય તે જાણો છો? જાણે પાણી ઉપર દોરેલો લીસોટો. પાણીની ઉપર દોરેલી લીટી તરતજ ભૂંસાઈ જાય છે, તેવીજ રીતે સાધુ પુરૂષોનો ગુસ્સો તુરતજ શાંત થઈ જાય છે.

૧૭. બ્રાહ્મણને ઘેર જન્મેલા બધા બ્રાહ્મણો છે એ ખરું, પણ તેમાંથી કેટલાક મહા પંડિત થાય છે, કેટલાક દેવના પૂજારી થાય છે, કેટલાક રસોયાનો ધંધો કરે છે, અને કેટલાક વેશ્યાને ઘેર કુતરાની માફક આળોટે છે.

૧૮. જેવી રીતે કસોટીપર ચડાવવાથી પીત્તળ છે કે સોનું તેની ખબર પડે છે તેવીજ રીતે ભગવાનની આગળ સરળ કે કપટીની પરીક્ષા થઈ જાય છે.

૧૯. માણસ બે પ્રકારના. એક સાધારણ માણસ અને બીજા માનહંસ. જેને ભગવાન માટે તાલાવેલી લાગી છે તેને માનહંસ કહેવા ને જેઓ કામિનીકાંચન રૂપ વિષયમાં રચ્યાપચ્યા છે તેઓ બધા સાધારણ માણસ.

૨૦. માયામાં બંધાએલા સંસારી જીવને કોઈ રીતે ચેતનતા નથી. તેમના ઉપર સંસારનાં ઘણા પ્રકારનાં દુઃખ અને વિપત્તિ પડે છતાં પણ તેમનામાં ચેતન આવતું નથી. જેમ ઉંટને કાંટાવાળું ઘાસ ખાવું બહુ ગમે. ખાતાં ખાતાં મોંઢામાંથી લોહી દડદડ પડે તો પણ તે કાંટાવાળું ઘાસ ખાવું છોડતો નથી, તે પ્રમાણે સંસારી

લોકોને ગમે તેટલાં દુઃખ, સંતાપ આવી પડે તો પણ થોડા દિવસ પછી તેઓ હતા તેવાને તેવાજ.

૨૧. બહુ બોલા, મનના મીંઢા,
કાને તુલસી, લાંબે ઘુંઘટે નારી;
અને પાન્યવાળાં તળાવનું ટાઢું
પાણી, બહુ નુકશાનકારી.

આવી જાતનાં લક્ષણો જેમાં હોય તે બધાથી ચેતતા રહેવું.

---

# ગુરૂ

૧. ગુરૂ એક પણ ઉપગુરૂ અનેક હોઈ શકે. જેની પાસેથી કાંઈપણ શિખાય તેને ઉપગુરૂ કહી શકાય. ભાગવતમાં કહ્યું છે કે અવધૂતે (ગુરૂ દત્તાત્રયે) આવા ૨૪ ઉપગુરૂ કર્યા હતા.

૨. એક દિવસ અવધૂત (ગુરૂ દત્તાત્રય) ચાલ્યા જતા હતા ત્યાં તેમણે એક વરઘોડાને વાજતેગાજતે પૂરભપકામાં સામેથી આવતો જોયો. બીજી બાજુ એક શિકારી પોતાના શિકાર તરફ એક ધ્યાને જોઇ રહ્યો હતો. તેણે આવા દમામથી આવતા વર તરફ નજર પણ કરી નહિ. અવધૂતે એ શિકારીને હાથ જોડીને કહ્યું, "તમે આજથી મ્હારા ગુરૂ." જ્યારે હું ભગવાનનું ધ્યાન ધરવા બેસું ત્યારે મારૂં આવું લક્ષ રહો.

૩. એક માણસ માછલાં પકડતો હતો. તેની પાસે જઇને અવધૂતે પૂછ્યું, "ભાઇ, મારે ફલાણી જગ્યાએ જવું છે તો કયે રસ્તે થઇને જાઉં?" એ વખતે તે માણસના માછલાં પકડવાના આંકડામાં માછલું ફસાઇ જવાની તૈયારી હતી, તેથી તેણે અવધૂતને જવાબ આપ્યો નહિ, પણ એક ચિત્તે તે આંકડા તરફ જોઈ રહ્યો. માછલું પકડાયા પછી અવધૂત સામે જોઇને તે બોલ્યો, "આપે શું કહ્યું?" અવધૂતે હાથ જોડીને કહ્યું "આજથી તમે મારા ગુરૂ.

જ્યારે હું મારા પ્રભુના ધ્યાનમાં બેસું ત્યારે તમારી માફક ધ્યાન પુરૂં કર્યા પહેલાં મનને બીજે ક્યાંઈ જવા દઈશ નહિ."

૪. એક સમડી મોઢામાં માછલું લઇને જતી હતી. તે દેખીને કાગડા અને સમડીનાં ટોળે ટોળાં તેની પાછળ પડયાં અને તેને ચાંચેથી બટકાં ભરી મુંઝાવીને માછલું પડાવી લેવાને મહેનત કરવા લાગ્યાં. એ સમડી જેની કોર જાય તેની કોર બધા કાગડા અને સમડીઓ ચીંચીં કરતાં તેની પછવાડે પડવા માંડયાં. છેવટે એક જગ્યાએ સમડીએ માછલું નાખી દીધું, એટલે બીજી સમડીએ આવીને જેવું તે લીધું તેવાજ બધા કાગડા અને સમડીઓ પહેલી સમડીને છોડીને આ બીજી સમડીની પાછળ જવા લાગ્યાં. પહેલી સમડી ઉપાધિમાંથી છુટીને એક ઝાડની ડાળ ઉપર ચુપચાપ બેસી ગઈ. તે સમડીને ઉપાધિમાંથી છુટેલી જોઇ અવધૂતે તેને હાથ જોડયા અને કહ્યું કે, "ઉપાધિ નાખી દેવાય તોજ આ સંસારમાં શાન્તિ છે, નહિ તો ભારે દુઃખ વેઠવું પડે છે."

૫. એક જળાશયમાં એક બગલો ધીમે ધીમે માછલા તરફ જોતો જોતો તેને પકડવા જતો હતો; પાછળ એક પારધિ તે બગલાને મારી નાંખવા બાણ ચડાવતો હતો, પણ બગલો તો પારધિ તરફ આડી આંખે પણ જોતો ન હતો. અવધૂતે તે બગલાને નમસ્કાર કરી કહ્યું, "જ્યારે હું ધ્યાનમાં બેસું ત્યારે હવે આવી રીતે બીજું કાંઈ દેખું નહિ એમ માગું છું."

૬. અવધૂતે મધમાખીને પણ ગુરૂ ધારી હતી. મધમાખીએ ઘણા દિવસ મહેનત કરી મધ એકઠું કર્યું. ક્યાંકથી એક માણસે આવી મધપૂડો પાડી નાખી મધ લઇ લીધું. ઘણા દિવસની મહેનતે ભેગા કરેલા ધનનો ઉપભોગ મધમાખી કરી શકી નહી. અવધૂતે એ જોઈ મધમાખીને પ્રણામ કર્યા અને કહ્યું, "આજથી તું મ્હારી ગુરૂ. સંચય કરવાથી શું પરિણામ આવે છે તે હું તારી પાસેથી શીખ્યો."

૭. " ગુરૂ મિલે લાખ લાખ, ચેલા ન મિલે એક." ઉપદેશ કરનારા અનેક, પણ ઉપદેશ પ્રમાણે ચાલનારા થોડા.

૮. જો કોઈને ઠીક ઠીક લગની લાગે અને સાધનભજનમાં મન પરોવે તો તેને ભગવાન ચોક્કસ સદ્‌ગુરૂને મેળવી આપે છે. ગુરૂ મેળવવા માટે સાધકે ચિંતા કરવાની નથી.

૯. વૈદ્ય ત્રણ પ્રકારના. ઉત્તમ, મધ્યમ અને અધમ. જે વૈદ્ય આવીને નાડ તપાસી, ઓસડ ખાઓ એમ બોલી ચાલ્યો જાય, રોગીએ ઔષધ ખાધું કે નહિ તેની કાંઇ ખબર લે નહિ તે અધમ વૈદ્ય; અને જે વૈદ્ય, રોગી ઓસડ ખાતો નથી એમ જોઇને અનેક રીતે મીઠી વાણીથી તેને સમજાવે કે આ ઓસડ ખાશો તો સારૂં થઈ જશે એવું એવું બોલે તે મધ્યમ પ્રકારનો વૈદ્ય અને રોગી કોઇ રીતે ઔષધ ખાતો નથી એમ જોઈને રોગીની છાતી ઉપર ગોઠણ ભરાવી ઓસડ ખવરાવે તે ઉત્તમ વૈદ્ય. તેવી રીતે જે ગુરૂ કે આચાર્ય ઉપદેશ આપે પણ શિષ્ય શું કરે છે તેની કાંઇ તપાસ ન કરે તે ગુરૂ કે આચાર્ય અધમ અને જે ગુરૂ, શિષ્યના કલ્યાણ માટે તેને ફરી ફરીને સમજાવતા રહે કે જેથી પોતાનો ઉપદેશ શિષ્યમાં ઠસે તથા તેના તરફ હેત દેખાડે તે મધ્યમ ગુરૂ અને શિષ્ય બરાબર સાંભળતો નથી તેમ ઉપદેશ પ્રમાણે વર્તતો નથી એમ જાણીને જે ગુરૂ જોર જબરજસ્તી પણ કરે તે ઉત્તમ ગુરૂ.

---

## ધર્મ એ અનુભવની વસ્તુ છે. ભણી જવાની કે ચર્ચાની વસ્તુ નથી

૧ શાસ્ત્ર ચર્ચાની ક્યાં સુધી જરૂર છે તે જાણો છો? સચ્ચિદાનંદ સ્વરૂપ ભગવાનનાં દર્શન ન થાય ત્યાં સુધી. ભમરો જ્યાં સુધી ફૂલ ઉપર ન બેસે ત્યાં સુધી ગણ ગણ કર્યા કરે, પણ જ્યારે ફૂલ ઉપર બેસી રસ ચુસ્યા કરે છે ત્યારે એકદમ ચુપ, કાંઇપણ અવાજ કરતો નથી.

૨. એક દિવસ સ્વર્ગવાસી મહાત્મા કેશવચંદ્ર સેને દક્ષિણેશ્વરમાં પરમહંસની પાસે આવીને પૂછ્યું કે "ઘણા પંડિત લોકો શાસ્ત્ર વગેરેનો બહોળો અભ્યાસ કરે છે છતાં તેમને જ્ઞાન કેમ થતું નથી?" પરમહંસદેવે જવાબ આપ્યો કે "સમડી અને ગીધ ખૂબ ઉંચા ઉડે પણ તેમની નજર તો જમીન ઉપર ઢોરનાં મડદાં પડયાં હોય ત્યાંજ ચોંટી રહી હોય છે. તે પ્રમાણે ઘણા શાસ્ત્રો વાંચવાથી શું થાય? તેઓનું મન હંમેશાં કામિની-કાંચનમાં ચોંટયું રહ્યું હોય એટલે તેમને જ્ઞાન થતું નથી."

૩. પરમહંસદેવ કહેતા કે ગ્રન્થ નહિ, પણ ગ્રન્થિ-ગાંઠ. વિવેક વૈરાગ્યની ભાવના સાથે જો પુસ્તક વાંચવામાં ન આવે તો તે વાંચવાથી ફક્ત દંભ અને અહંકારનીજ ગાંઠ મજબૂત થાય.

૪. તર્ક વિતર્ક કરનારા એક માણસને પરમહંસદેવે કહ્યું કે જો એક વેણમાં સમજી જાઓ એમ હો તો મારી પાસે આવજો, અને ખૂબ તર્ક વિતર્ક કરીને સમજવા માગતા હો તો કેશવ (કેશવચંદ્ર સેન) ની પાસે જાઓ.

૫. ખાલી ઘડો ભરાતો જાય છે તેમ ભખ ભખ અવાજ કરે છે; પણ ભરાયા પછી કાંઈ અવાજ થતો નથી. તેવીજ રીતે જેને ભગવાન મળ્યા નથી તે ભગવાન સંબંધી ગરબડ કર્યા કરે છે. જ્યારે તેને ભગવાનનાં દર્શન થાય છે ત્યારે તે સ્થિર થઇને ઇશ્વિરદર્શનનો આનંદ ભોગવ્યા કરે છે.

૬. વિવેક અને વૈરાગ્ય ન હોય તો શાસ્ત્ર વાંચવાં નકામાં છે. વિવેક વૈરાગ્ય વિના ધર્મલાભ થતો નથી. આ સાચું અને આ ખોટું એનો પાકો વિચાર કરી સાચી વસ્તુને ગ્રહણ કરવી તથા દેહ જૂદો છે અને આત્મા જૂદો છે, એ વાતને બુદ્ધિમાં ઉતારવી તેનું નામ વિવેક; અને વિષયમાં અભાવો આવે તેનું નામ વૈરાગ્ય.

૭. ટીપણામાં અનરાધાર પાણી પડશે એમ લખ્યું હોય પણ ટીપણું નીચોવીએ તો એક ટીપું પાણી પડે નહિ. તેમ પોથીમાં

ઘણીએ ધર્મની વાતો લખેલી હોય પણ ફક્ત વાંચી જવાથીજ ધર્મલાભ થાય નહિ; સાધના જોઇએ.

૮. બે માણસ ફરતા ફરતા એક બાગમાં ફરવા ગયા. તેમાંથી એક બહુ આપડાહ્યો હતો. તે બાગમાં જતાંવેંત વિચાર કરવા લાગ્યો કે બગીચામાં કેટલાં આંબાનાં ઝાડ છે? કયા ઝાડમાં કેટલી કેરીઓ છે? આ બગીચાના કેટલા પૈસા બેસે, વિગેરે વિગેરે—અને બીજો જણ બગીચાના ધણી સાથે દોસ્તી કરી એક આંબાના ઝાડ નીચે બેસી એક પછી એક કેરી પાડી ખાવા લાગ્યો. બોલો, આમાં કોણ બુદ્ધિશાળી? કેરી ખાવ, પેટ ભરાશે. ફક્ત પાંદડાં ગણી હિસાબ કિતાબ કર્યેથી લાભ શો? જેમને જ્ઞાનનું અભિમાન છે, તેઓ શાસ્ત્રચર્ચા, વાદવિવાદમાં ગુંથાઈ જાય છે. ડાહ્યો ભક્ત ભગવાનની કૃપા મેળવીને આ સંસારમાંજ પરમાનંદ ભોગવે છે.

૯. બજારથી છેટે ઉભા હોઈએ ત્યારે આપણને ફક્ત હો—હો હો—હો, એવું સંભળાય છે અને બજારની અંદર જઈએ નહિ ત્યાં સુધી આ હો-હો શબ્દ શું બોલવાને લીધે થાય છે તે ખબર પડે નહિ; પણ બજારની અંદર દાખલ થઇને જોઇએ તો કોઈ ભાવતાલની પૃચ્છા કરે છે, કોઈ પૈસા દે છે, કોઈ જણસ વેચાતી લે છે. તેમ ધર્મરૂપી જગતની બહાર ઉભા હોઈએ ત્યાંસુધી ધર્મનું સ્વરૂપ જરા પણ જાણી શકાય નહિ.

૧૦. બધી ચીજ એઠી થઈ ગઈ છે, પણ બ્રહ્મ વસ્તુ એવી છે કે તે આજ સુધી એઠી થઈ નથી. વેદ, પુરાણ વિગેરે બધાં શાસ્ત્રો માણસના મુખમાંથી બહાર નીકળ્યાં હોવાને લીધે એઠાં થયાં છે; પરંતુ આજ સુધી બ્રહ્મ એ વસ્તુ શું છે તે કોઈ મુખથી કહી શક્યું નથી.

૧૧. જેમ બાળકને સ્ત્રીસુખ એટલે શું તે સમજાવી શકાતું નથી, તેમ વિષયમાં રચ્યાપચ્યા રહેતા અને માયામાં મૂંઝાઈ ગએલા સંસારી જીવને બ્રહ્માનંદ એટલે શું તે સમજાવી શકાતું નથી.

૧૨. "તાતા ધીન્ ધીન્ તાતા" એમ મોઢેથી બોલવું સહેલું છે, પણ હાથથી બજાવવું મુશ્કેલ છે. તેવી રીતે ધર્મની વાતો કરવી સહેલી છે, પણ આચરણ કરવું કઠણ છે.

૧૩. રામચંદ્ર નામના એક જટાધારી બ્રહ્મચારી એક દિવસ પરમહંસદેવના દર્શન કરવા દક્ષિણેશ્વરમાં આવ્યા હતા. બેઠા પછી તેઓ બીજી કાંઈ પણ વાતચીત ન કરતાં "શિવોહમ્" "શિવોહમ્" એટલે "હું શિવ છું." "હું શિવ છું" એમ બોલવા લાગ્યા. પરમહંસદેવ થોડીકવાર તો ચુપ બેઠા રહ્યા અને પછી બોલ્યા કે "કેવળ 'શિવોહમ્' 'શિવોહમ્' કરવાથી શું થાય? સચ્ચિદાનંદ સ્વરૂપ શિવનું હૃદયમાં ધ્યાન કરી તેની સાથે તન્મય થઈ જઈ તેમનો ખરેખરો સાક્ષાત્કાર થાય તે અવસ્થામાં 'શિવોહમ્' બોલીએ તો ચાલે, તેમ થયા વિના ફક્ત મોઢે 'શિવોહમ્' બોલ્યાથી શું વળે? જ્યાં સુધી તે સ્થિતિએ ન પ્હોંચાય ત્યાં સુધી તો દાસ ભાવે રહેવું એજ સારૂં છે," પરમહંસદેવે આ રીતે ઘણો ઉપદેશ કર્યો, તેથી બ્રહ્મચારીને ખરૂં ભાન થયું અને તેને પોતાની ભૂલ સમજાઈ, ને જતી વખતે ઓરડાની દિવાલ ઉપર આ પ્રમાણે લખી ગયા: "સ્વામીનાં વચનને લીધે આજથી રામચંદ્ર બ્રહ્મચારીને દાસભાવ પ્રાપ્ત થયો છે."



## સંસાર અને સાધન

૧. સંતાકુકડીની રમતમાં જેમ થડને અડી જાય એટલે ચોર ગણાય નહિ, તેમ ભગવાનના ચરણકમળને અડયા પછી સંસારમાં બંધાઈએ નહિ; જે થડને અડી જાય છે તેને કોઈ ચોર કહે નહિ, તેવી રીતે સંસારમાં જે ભગવાનનો આશરો લે છે તેને કોઈ વિષય લોપી શકતો નથી.

૨. બંગાળાનાં ગામડાંઓમાં માછલાં પકડવા માટે પાણીના પ્રવાહોમાં અને ખેતરોમાં વાંસનાં પાંજરાં મુકવામાં આવે છે. આ

પાંજરામાંથી ચળકચળક થતું પાણી વહેતું જોઈ નાનાં નાનાં માછલાં મજાથી તે પાંજરાની અંદર પેસે છે અને ફરી બહાર નીકળી શકતાં નથી; એમાં જ પકડાઈ જઇને છેવટે પ્રાણ ગુમાવે છે. આ દેખાવ જોઈ એકાદ બે માછલાં તે પાંજરા પાસે જતાંજ ઉલટી દિશામાં કૂદી જઈ પોતાનો જીવ બચાવે છે. સંસારના ખોટા ચળકાટથી લોભાઈ જઈ માણસો ઘણા આનંદ સાથે તેમાં પ્રવેશ કરે છે, પછી માયાના મોહમાં ફસાઇ પડી દુઃખ ભોગવી નાશ પામે છે; જેઓ આ બધું જોઇ કામિની–કાંચનમાં લપટાતા નથી અને ભગવાનના ચરણકમળનો આશ્રય લે છે તેઓ જ સાચું સુખ અને આનંદ ભોગવે છે.

૩. ભક્ત રામપ્રસાદ કહે છે કે આ સંસાર ભૂલભૂલામણીના ખેલ જેવો છે. પરંતુ જેને હરિચરણમાં ભક્તિનો લાભ થાય તેને માટે આ સંસાર છે. “–આનંદ કૂટી ( ઘર )

ખાઇ ખવરાવી અને મજા લૂંટી;
જનકરાજા મહા તેજા તેને શી હતી ત્રુટી,
આ લોક પરલોક બંને સાચવીને
પીધી તેણે દૂધની વાટી ” ( વાટકી )

૪. એક માણસે પરમહંસદેવને પુછ્યું કે “ સંસારમાં રહીને ભગવાનની ભક્તિ થઈ શકે ? ” પરમહંસદેવે જરા હસીને જવાબ દીધો કે “ અમારા દેશમાં ચોખાના પૌંઆ બનાવી વેચનારી બાઈ એક હાથે ખાંડણીઆમાં હાથ નાખી ચોખા સરખા કરતી જાય છે ને બીજે હાથે બાળકને ખોળામાં લઈ ધવરાવે છે. ને વચમાં જો કોઈ ઘરાક આવે છે તો તેની સાથે તેણે લીધેલા માલનો હિસાબ બતાવતી જાય છે કે તમારી પાસે આટલા પૈસા આગળના બાકી છે અને આજના આટલા પૈસા થયા વિગેરે. આ પ્રમાણે આટલાં બધાં કામ એક વખતે કરતી જાય છે, છતાં તેનું

મન તો ખાંડણીઆમાં પડતા સાંબેલા ઉપરજ હોય છે; કેમકે તેને પૂરી ખબર છે કે જો સાંબેલું હાથ ઉપર પડશે તો આખી જીંદગી સુધી હાથ નકામો થઇ જશે. આ બાઇની જેમ તમે પણ સંસારમાં રહીને કામ કરો પણ મન તો ભગવાનમાં રાખો, તેને છોડશો તો બધો અનર્થ થઇ જશે."

૫. સંસારમાં રહીને જે સાધના કરી શકે તેજ ખરેખરો બહાદુર સાધક છે. જેમ બહાદુર માણસ માથા ઉપર ગમે તેટલો બોજો ઉપાડીને જતો હોય છતાં ગમે તે બાજુ નજર કરી શકે છે, એ પ્રમાણે બહાદુર સાધક સંસારનો બોજો માથે ઉપાડતાં છતાં ભગવાનની સામું જોયા કરે છે.

૬. જેમ બૈરીઓ માથા ઉપર બેડાંની હેલ મુકીને ચાલતી હોય, રસ્તામાં પોતાની સાહેલીઓની સાથે ગમ્મત કરતી જતી હોય, સુખદુઃખની વાતો પણ કરતી જતી હોય છતાં તેમનું ધ્યાન તો બેડાં ઉપરજ હોય કે રખેને બેડું પડી જાય. ધર્મને રસ્તે ચાલનારાએ પણ બધી અવસ્થામાં તેજ પ્રમાણે નજર રાખતા રહેવું કે જેથી મન ભગવાનના માર્ગથી આડું જાય નહિ.

૭. કેટલાક વાજાં વગાડવાવાળા એક હાથે એક વાજું અને બીજે હાથે બીજું વાજું વગાડે છે અને મોઢેથી ગાતા પણ જાય છે. હે સંસારી જીવ! તું પણ તેની જ રીતે હાથે તમામ કામ કર, પણ મોઢેથી તો હંમેશાં ભગવાનના નામનો જપ કરવાનું ભૂલતો નહિ.

૮. જેમ વ્યભિચારિણી સ્ત્રી પોતાનાં સગાં સંબંધીઓની સાથે રહી કામકાજ કરે પણ તેનું મન તો તેના યાર ઉપરજ ચોટેલું હોય છે અને કામકાજ કરતાં કરતાં પણ હમેશાં 'હું તેને કઈ ઘડીએ મળું' એવું ચિન્તવન કર્યા કરતી હોય છે; તેમ તમારે પણ દુનિઆનું કામ કરતાં કરતાં મનને હંમેશાં ભગવાન તરફ જ રાખવું.

૯. સંસારનો લેપ લાગ્યા વગર સંસારનું કામ કેવી રીતે થઈ શકે તે તમે જાણો છો ? કાદવની માછલી માફક. કાદવની માછલી કાદવમાં રહે પણ તેને કાદવ ચોટે નહિ.

૧૦. ત્રાજવાંના જે છાબડામાં વધારે ભાર હોય તે નીચું નમે અને જેમાં ભાર ઓછો હોય તે છાબડું ઉપર જાય. માણસનું મન ત્રાજવાના છાબડા જેવું છે. તેમાં એક છાબડામાં સંસાર અને બીજા છાબડામાં ભગવાન છે. જેનામાં દુનીઆદારી, માન, અકરામ, વગેરેનો ભાર વધારે હોય તેનું મન ભગવાન ઉપરથી ઉઠી જઈ સંસાર તરફ ઝૂકી પડે; પણ જેનામાં વિવેક, વૈરાગ્ય અને ભગવાનની ભક્તિ વધારે હોય તેનું મન સંસારથી ઉઠી જઈને ભગવાનના તરફ ઝુકી પડે.

૧૧. એક ખેડુતે આખો દિવસ શેરડીના વાઢને પાણી પાવાને માટે કોસ હાંકયા કર્યો. સાંજે જઈને જોયું તો એકે ટીપું પાણી પણ વાઢમાં પહોંચ્યું ન હતું. જરાક આઘે કેટલાક ખાડા હતા તેમાં થઈને બધું પાણી બીજે ચાલ્યું ગયું હતું. તેવીજ રીતે વિષયવાસના, માન, અકરામ વિગેરે તરફ મન રાખીને જે માણસ સાધન કરે, તે આખી જીંદગી ભગવાનની ભક્તિ કરે તો પણ, આખરે ભગવાનનાં દર્શન પામે નહિ; કેમકે વાસના રૂપી બાકાંમાંથી તેની બધી સાધના બહાર નીકળી જાય છે.

૧૨. બાળક એક હાથે થાંભલી પકડી તેની આસપાસ ખૂબ ઝડપથી ચકર ચકર ફરે છે, તેને પડવાની જરાપણ બીક લાગતી નથી; પણ તેનું મન તો બધો વખત એ થાંભલી ઉપરજ લાગેલું હોય છે—તેને બરાબર ખબર હોય છે કે આ થાંભલી છોડી દઈશ તો હું પડી જઈશ. આ પ્રમાણે સંસારમાં રહી બધાં કામ કરો, પણ મન ભગવાન તરફ રાખો; આમ કરવાથી નિશ્ચિન્ત મને રહી શકાશે.

૧૩. દુનીઆમાં સુખના લોભે ઘણા માણસો ધર્મ કરે છે પણ દુઃખના વખતે અથવા મરતી વખતે તે બધું ભૂલી જાય છે. જેમ પોપટ આખો દિવસ પોતાની મેળે રાધાકૃષ્ણ, રાધાકૃષ્ણ બોલે છે, પણ જ્યારે તેને મીંદડું પકડે છે, ત્યારે રાધાકૃષ્ણ ભુલી જઈ પોતાની બોલી ટેં ટેં બોલવા માંડે છે.

૧૪. પાણીની અંદર વહાણ રહે તેમાં વાંધો નહિ પણ વહાણની અંદર પાણી ભરાવા ન દેવું જોઈએ, નહિ તો વહાણ બુડી જાય. તેમ સાધક સંસારમાં રહે તેનો વાંધો નથી પણ સાધકના મનની અંદર સંસારનો લેપ લાગવો ન જોઈએ.

૧૫. સંસાર કેવો છે? "આમડા" નામના ફળના જેવો. તે ફળમાં ફક્ત ઠળીઓ અને છાલ હોય છે, ગર્ભ તો નહિ જેવોજ; વધારે ખાઈએ તો પેટમાં ચૂંક ઉપડે.

૧૬. ફણસને ભાંગતાં પહેલાં લોકો પોતાને હાથે સારી રીતે તેલ ચોપડી દે છે, જેથી કરીને ફણસમાંથી નીકળતો ચીકણો રસ હાથને ચોંટતો નથી. તેવી રીતે આ સંસારરૂપી ફણસનો ઉપયોગ જ્ઞાનરૂપી તેલ લગાડયા પછી કરવામાં આવે તો કામિની–કાંચન રૂપી ચીકણો રસ આપણા મનને ચોંટતો નથી.

૧૭. આપણે સાપને પકડવા જઈએ તો સાપ આપણને તરતજ કરડે. પણ મદારી એકને બદલે સાત સાત સાપ પકડીને પોતાના ગળામાં વીંટી મજાના ખેલ કરી બતાવે છે, કેમકે તેની પાસે તેવી મંત્રવિદ્યા છે. તેવીજ રીતે વિવેક વૈરાગ્યરૂપી મંત્રવિદ્યા શિખ્યા પછી જો કોઈ સંસારમાં રહે તો તેને સંસારની માયા મમતા બાંધી શકતી નથી.

૧૮. માણસના મનની અંદર જેવા વિચારો હોય તેવા તેની વાતચિતમાં બહાર નીકળી જાય છે. આપણે મૂળા ખાઈએ તો ઓડકારમાં મૂળાની ગંધ આવે; તે પ્રમાણે સંસારી લોકો સત્સંગ કરવા આવ્યા હોય છતાં વિષયની વાતો જ કર્યા કરે.

૧૯. મન એ બધાંનું મૂળ છે એમ જાણો. જ્ઞાન કહો કે અજ્ઞાન કહો એ બધી મનની અવસ્થા છે. માણસ મનને લીધે બંધાણો અને મનને લીધે મુક્ત છે; મનને લીધે સારો ને મનને લીધે નઠારો છે; મનને લીધે પાપી અને મનને લીધે ધર્મી છે. સંસારી જીવ જો હંમેશાં ભગવાનનું સ્મરણ અને ધ્યાન કરી શકે તો તેને બીજા કોઇ સાધનની જરૂર રહેતી નથી.

૨૦. જ્ઞાન થયા પછી માણસ સંસારમાં કેવા ભાવથી રહે છે તે તમે જાણો છો ? કોઈ માણસ કાચના ઘરમાં બેઠો હોય તો તે અંદર જોઈ શકે અને બહાર પણ જોઇ શકે, તેની માફક.

૨૧. ગીતા વાંચવાથી જે જ્ઞાન થાય તે બાર વખત 'ગીતા' શબ્દ બોલવાથી થાય છે. જેમ 'ગી તાગી તાગી' હે જીવ ! તું સમજ્યોને કે બધાનો ત્યાગ કરી ભગવાનના ચરણ કમળનો આશરો લે.

## સાધનનો અધિકારી

૧. જેમ કેરી, જામફળ વિગેરે ફળો આખાં હોય તોજ ઠાકોરજીને ધરી શકાય અને બધા કામમાં લઇ શકાય પણ એક વાર કાગડો ચાંચ મારી જાય તો તે ઠાકોરજીને ધરી શકાય નહિ, બ્રાહ્મણોને આપી શકાય નહિ, તેમ આપણે પણ ખાવાં ઠીક નહિ; તેવીજ રીતે પવિત્ર હૃદયવાળાં બાળક તથા જુવાનોને ધર્મને માર્ગે લઈ જવાનો પ્રયાસ કરવો સારો છે, કેમકે તેમનામાં વિષયવાસના મુદ્દલ દાખલ થએલી નથી. એક વાર વિષયવાસના દાખલ થયા પછી તેમને પરમાર્થને માર્ગે વાળવા ભારે પડે છે.

૨. હું છોકરાંઓ ઉપર આટલો બધો ભાવ શું કરવા રાખું છું તે જાણો છો ? તેનું કારણ એ છે કે જ્યાં સુધી તેઓ નાના છે ત્યાં સુધી તેમનું મન સોળે સોળ આના પોતાની પાસેજ છે પણ પછી તેમાં ભાગ પાડતા જાય છે. તેઓ પરણે છે એટલે આઠ

આના મન સ્ત્રી ઉપર જાય છે, છોકરાં થાય એટલે ચાર આના મન તેના ઉપર જાય છે અને બાકીના ચાર આના માબાપ, માનઅકરામ, અને ટાપટીપમાં ચાલ્યા જાય છે; માટેજ જે નાનપણથી ઇશ્વરને મળવાનો પ્રયાસ કરે તે સહેજે ઇશ્વરને મળી શકે છે. ઘરડાં માણસને માટે તે ઘણું કઠણ થઇ પડે છે.

૩. જેમ પોપટને ગળે કાંઠલો આવ્યા પછી તેને બોલતાં શીખવી શકાતું નથી, બચ્ચું હોય ત્યારે શીખવીએ તો તરત બોલતાં આવડે છે; તે પ્રમાણે નાનપણમાં છોકરાંઓનું મન થોડી મહેનતે ઇશ્વરમાં સ્થિર થાય છે.

૪. એક શેર દુધમાં નવટાંક પાણી હોય ને તેને કાઢવું હોય તો થોડે તાપે કાઢી શકાય પણ શેર દુધમાં પોણો શેર પાણી હોય તો સહેલાઇથી કાઢી શકાય નહિ. ઘણાં લાકડાં, છાણાં વગેરે નાખીને બહુ તાપ કરીએ ત્યારેજ કઢાય. તેવી રીતે બાળકના મનમાં વાસના ઘણી ઓછી હોય તેથી તે ઇશ્વર તરફ એકદમ વળે, પણ ઘરડા લોકોના મનમાં વિષયવાસના રગે રગે પ્રસરેલી હોય છે તેથી તેમનાં મન ભગવાન તરફ સહેલાઈથી વળતાં નથી.

૫. જેમ કાચા વાંસને સહેજે વાળી શકાય પણ પાકા વાંસને વાળવા જઇએ તો ભાંગી જાય તેમ નાની ઉંમરનાં માણસોનાં મન સહેજે ભગવાનની કોર લઇ જઈ શકાય પણ ઘરડાં માણસોનાં મન ભગવાન તરફ ખેંચવા જઇએ તો તેઓ છટકીને દૂર ભાગે.

૬. માણસનું મન રાઈની પોટલી જેવું છે. જો એક વખત પોટલી છૂટી ગઇ અને રાઈના દાણા વેરાઇ ગયા તો પછી જેમ તેને ફરી ભેગા કરવા મુશ્કેલ થઈ પડે છે, તેમ એકવાર સંસારના જુદા જુદા પદાર્થોમાં મન વહેંચાઇ ગયું તો પછી તેને સ્થિર કરવું બહુ મુશ્કેલ પડે છે. બાળકના મનના આ પ્રમાણે ભાગ પડેલા નથી હોતા તેથી તે ઘણીજ સહેલાઇથી સ્થિર થાય છે; પણ

છોકરાંઓનાં મન સોળે સોળ આના સંસારમાં ચોટેલાં હોય તેથી તેમને સંસારમાં ખેંચી લઈ ઈશ્વરમાં સ્થિર કરવાં બહુ મુશ્કેલ છે.

૭. સુરજ ઉગ્યા પહેલાં છાશ કરીએ તો જેવું માખણ ઉતરે તેવું સુરજ ઉગ્યા પછી ઉતરતું નથી. તે પ્રમાણે નાનપણથી જેનો ભગવાનમાં ભાવ હોય અને સાધનભજન કરે તેને ભગવાન મળે છે.

૮. જેમાં વાસનાની ગંધ નથી તેવા મનને કેવું જાણવું ? જાણે કે સાવ સુકી દીવાસળી. તેને એકવાર ઘસીએ એટલે ઝટ સળગી ઉઠે, પણ જો તે ભીંજાઈ ગઈ હોય તો તે ભાંગી જાય ત્યાંસુધી ઘસ્યા કરીએ તો પણ સળગતી નથી, તેજ પ્રમાણે જેને ખરી લગની લાગી છે, જેમનો સ્વભાવ સીધો અને બીલોરી કાચ જેવો ચોખ્ખો છે, તેમને એકવાર ઉપદેશ દેવામાં આવે તો પણ તેમનામાં ભગવાન ઉપર ભક્તિ ઉત્પન્ન થાય છે. વિષયમાં રચ્યા પચ્યા રહેતા માણસને હજારવાર ઉપદેશ કરવામાં આવે તોપણ તેના ઉપર કાંઈ અસર થતી નથી.

## જુદી જુદી જાતના સાધકો

૧. સાધકો બે જાતના જોવામાં આવે છે. એક વાંદરીના બચ્ચાં જેવા અને બીજા મીંદડીના બચ્ચાં જેવા. વાંદરીનું બચ્ચું પહેલવહેલું એની માને પેટે ચોટી જાય છે, અને પછી તેની મા તેને સાથે લઈને ઠેકાણે ઠેકાણે ફરે છે; મીંદડીનું બચ્ચું કેવળ એક જગ્યાએ બેસી મીંઆઉ મીંઆઉ કરે છે અને તેની મા પોતાની ઈચ્છા પ્રમાણે તે બચ્ચાંને જ્યાં લઈ જવું હોય ત્યાં ડોકેથી મોંઢામાં પકડીને લઈ જાય છે તે પ્રમાણે જ્ઞાન અગર કર્મને માર્ગે ચાલનારા સાધકો વાંદરીના બચ્ચાંની માફક પુરૂષાર્થ કરીને ભગવાનને મેળવવાનો પ્રયાસ કર્યા કરે છે, પણ ભક્ત સાધકો તો ભગવાન તમામના કર્તાહર્તા છે એમ જાણે છે અને માત્ર ભગવાનના ચરણનોજ મીંદડીનાં બચ્ચાંની માફક આધાર લઈને નિશ્ચિંત બની બેઠા રહે છે.

૨. એકજ માણસ કોઈનો બાપ, કોઈનો મોટોભાઈ, કોઈનો સસરો, વગેરે વગેરે હોય છે. આ ઠેકાણે માણસ એકને એક છતાં જુદા જુદા સંબન્ધને લીધે તે જુદો જણાય છે, તે પ્રમાણે એકને એક સચ્ચિદાનંદ પ્રભુને, ભક્તો શાન્ત, દાસ્ય, વાત્સલ્ય, મધુર વગેરે જુદા જુદા ભાવે ભજે છે.

૩. જેવો જેનો ભાવ, તેવો તેને લાભ. એટલે કે જે માણસ પ્રભુને ચાહે છે તેને પ્રભુ મળે છે, અને જે માણસ પ્રભુની વિભૂતિ એટલે સત્તા, ધન વિગેરે મળવાની ઇચ્છા કરે છે તેને તે મળે છે.

૪. રાજાને ત્યાં માગવા જઈને જે માણસ દુધી, કોળું કે એવી નમાલી ચીજ માગે તે માણસ ઘણો મૂર્ખ કહેવાય. રાજાના રાજા જે ભગવાન તેને બારણે આવીને જ્ઞાન, ભક્તિ જેવાં રત્ન ન માગે ને આઠ પ્રકારની સિદ્ધિ જેવી તુચ્છ વસ્તુની માગણી કરે તે મોટામાં મોટો મૂર્ખ.

૫. ભક્ત અથવા જ્ઞાનીને બહારથી ઓળખવા બહુ કઠણ છે. હાથીને બે જાતના દાંત હોય છે; બહારના દાંત ફક્ત દેખાડવાના છે, તે દાંતથી ખાવતું નથી. બીજી જાતના દાંત મોઢાની અંદર છે. તેનાથી તે ખાઈ શકે છે. તે પ્રમાણે ઘણી વખત સાધક લોકો પોતાનો ખરો ભાવ સંતાડી રાખી જુદીજ રીતે દેખાય છે.

૬. જોગીઓ બે જાતના છે. એક છાના જોગી અને બીજા છતરાયા જોગી. છાના જોગી એવા છે કે તેઓ કોઈને ખબર ન પડે તેવી રીતે ભગવાનનું ભજન કર્યા કરે છે અને લોકોને કોઈ પણ રીતે જાણવા દેતા નથી; છતરાયા જોગીઓ દંડ વગેરે બહારનાં ચિન્હો રાખે છે અને લોકોની સાથે જોગ સંબંધી વાતો કર્યા કરે છે.



# ઉત્તમ ભક્ત

૧. પાણો હજાર વરસ સુધી પાણીની અંદર પડયો રહે છતાં તેની અંદર પાણી પેસી શકતું નથી; પણ માટીનું ઢેફું પાણી અડે કે તરતજ ગળી જાય છે. ભગવાનમાં ભરોસો રાખવાવાળા ભક્તોને માથે હજારો દુઃખ આવી પડે તો પણ તેઓ નિરાશ થતા નથી, પણ જેને ભગવાનમાં ભરોસો નથી તેના ઉપર સાધારણ દુઃખ આવી પડે તો પણ તે હિંમત હારી જાય છે.

૨. પ્રહ્લાદે ભગવાનની સ્તુતિ કરી તેથી ભગવાન રાજી થઈને બોલ્યા, "તારે શું વરદાન જોઈએ છીએ?" પ્રહ્લાદે જવાબ આપ્યો, "પ્રભુ, જેમણે મને દુઃખ આપ્યું છે તેમને બધાંને ક્ષમા કરો. તેમને સજા કરવાથી આપને પોતાનેજ દુઃખ સહન કરવું પડશે. કેમકે આપ સર્વ પ્રાણીની અંદર રહ્યા છો."

૩. ભક્ત કેશવચંદ્ર સેનને મળવાની પરહંસદેવને ખાસ ઇચ્છા થઈ. તે વખતે કેશવ બાબુ બ્રહ્મસમાજી ભક્તોની સાથે સ્વર્ગસ્થ જયગોપાલ સેનના બેલઘરમાં આવેલા બગીચામાં રહેતા હતા. પરમહંસદેવ પોતાના ભાણેજ હૃદય મુકરજીને સાથે લઈ ગાડી કરી બેલઘરના બગીચામાં આવ્યા. કેશવ બાબુ તે વખતે બ્રહ્મસમાજી ભક્તોને લઈને તલાવડીમાં નાવાની તૈયારી કરતા હતા. કેશવ બાબુને જોઇને પરમહંસદેવ બોલ્યા, "એક આનીજ પૂંછડી ખરી પડી છે" આ સાંભળીને બ્રહ્મ સમાજીઓ બધા હસી પડયા. કેશવ બાબુએ તેમને કહ્યું, "તમે હસો મા. પરમહંસદેવ જે કહે છે તેમાં કાંઈ ને કાંઈ અર્થ હોય છે." પરમહંસદેવે તે ઉપરથી કહ્યું, "દેડકું નાનું બચ્ચું હોય ત્યારે તેને પૂંછડી હોય છે. તે પૂંછડી જ્યાં સુધી રહે ત્યાં સુધી તો પાણીમાંજ રહે છે અને જ્યારે પૂંછડી ખરી પડે છે ત્યારે પાણીમાં પણ રહે અને જમીન ઉપર પણ ફરે. તે પ્રમાણે ભગવાનનું ધ્યાન કરવાથી જેનું અજ્ઞાન દૂર થઇ ગયું છે તે સચ્ચિદાનંદ રૂપી સાગરમાં મગ્ન રહી શકે છે, અને સંસારમાં પણ રહી શકે છે."

# સાધનામાં વિઘ્ન

૧. ઘડામાં એક ન્હાનું સરખું કાણું હોય તો ધીમે ધીમે બધું પાણી નીકળી જાય છે. તેવીજ રીતે સાધકની અંદર પણ જરા જેટલી સંસારની આસક્તિ રહી હોય તો બધી સાધના નકામી થઈ જાય છે.

૨. કાચે ઘડે કાંઠા ચડી શકે છે પણ પાકે ઘડે ચડતા નથી. જેનું હૃદય વિષયવાસનાથી સાવ બળી ગયું છે તેનું હૃદય ધર્મની ભાવના ધારણ કરી શકતું નથી.

૩. સાકર અને રેતી ભેગાં થઈ ગયાં હોય તો કીડીઓ રેતી છોડી દઈ સાકર ખાય છે. તેમ સાધુઓ અને પરમહંસો આ સંસારમાં સાચી વસ્તુ જે ભગવાન—સચ્ચિદાનંદ તેને જ ગ્રહણ કરે છે, અને ખોટી વસ્તુ જે કામકાંચન તેનો ત્યાગ કરે છે.

૪. કાગળ ઉપર તેલ ચોપડયું હોય તો તેના ઉપર લખી શકાતું નથી; તેવીજ રીતે જીવ ઉપર કામકાંચનનું તેલ લાગ્યું હોય તો તેનાથી સાધના થઈ શકતી નથી. તે તેલવાળા કાગળ ઉપર ખડી ઘસવામાં આવે તો પછી લખી શકાય છે; તેમ જીવને કામ કાંચનરૂપી તેલ લાગ્યું હોય તો તેના ઉપર ત્યાગ રૂપી ખડી ઘસવામાં આવે તો તેનાથી ઈશ્વરસાધના થઈ શકે છે.

૫. જે માણસો પોતે કદી પણ ધર્મચર્ચા કરતા નથી, બીજા કોઈને પણ પૂજાધ્યાન કરતા દેખે, તો તેની ઠઠ્ઠા મશ્કરી કરે છે, અને ધર્મની તથા ભક્ત લોકોની નિન્દા કરે છે, તેવા માણસોનો સંગ જ્યાં સુધી સાધક દશા હોય ત્યાં સુધી કરવો નહિ. તેવા માણસોથી તદ્દન દૂર રહેવું.

૬. ગાયના ધણમાં બીજું કોઇ જનાવર આવે તો બધી ગાય ભેગી થઈ તેને શીંગડે ચડાવીને મારી કાઢે છે, પણ ગાય આવે તો એક બીજીને ચાટે છે. તેવીજ રીતે ભક્તની સાથે ભક્તનો ભેટો થાય તો એક બીજા ધર્મની વાતો કરી ખૂબ આનંદ કરે છે, અને

એક બીજાથી તરત છૂટા પડવાનું તેમને મન થતું નથી. પણ જો કોઈ ઉલટા ગુણવાળો માણસ આવી પડે તો તેઓ તેની સાથે ભળતા નથી.

૭. છીછરા તળાવમાંથી પાણી પીવું હોય તો ઉપરઉપરથી ધીમે ધીમે પાણી લઈ પીવું જોઈએ. બહુ હલાવાય નહિ. જો હલાવીએ તો નીચેનો કાદવ ઉપર તરી આવે, અને પાણી ડોળું થઈ જાય. તે પ્રમાણે જો સચ્ચિદાનંદ ભગવાનનાં દર્શન કરવાની ઈચ્છા હોય તો ગુરૂએ કહ્યું હોય તેના ઉપર ભરોસો રાખી ધીરે ધીરે સાધના કરો. કેવળ નકામી શાસ્ત્રોની વાતો અને વાદવિવાદ કરો માં. છીછરૂં મન થોડાકમાં ડોળાઈ જાય છે.

૮. આપણે રાઇ છાંટીને ભૂત કાઢીએ છીએ પણ જે રાઇ છાંટીએ તેમાંજ તે ભરાઈ બેઠું હોય તો પછી કાઢવું કેવી રીતે? જે મનથી આપણે સાધનભજન કરવું છે તે મન જ જો વિષયમાં ચોંટી રહ્યું હોય તો સાધનભજન કયાંથી થાય?

૯. મન અને વાણીની એકતા કરીએ તેનું નામજ સાધના. નહિ તો મોઢેથી બોલીએ "હે ભગવાન! મારો માલ ખજાનો તું છો" અને મનમાં તો વિષયમાં બધું માનીને બેઠા હોઈએ, આવા લોકનાં સાધન તમામ નકામા જાય છે.

૧૦. વાસનાનો છાંટો પણ રહ્યો હોય ત્યાં સુધી ભગવાન મળે નહિ. જેમ સુતરના દોરામાં એક પણ ફોદો હોય તો તે દોરો સોયની અંદર જાય નહિ. તેમ વાસના નીકળી જવાથી જ્યારે મન શુદ્ધ થાય ત્યારે સચ્ચિદાનંદનો લાભ થાય.

૧૧. જેઓ ભગવાનના દર્શનનો લાભ મેળવવા માટે સાધન ભજન કરવા માગે તેઓએ કોઈ રીતે કામિની-કાંચનમાં જીવ રાખવો જોઇએ નહિ. કામિની-કાંચનમાં જીવ રહ્યો તો કોઇ કાળે કોઈ ઉપાયે તેને સિદ્ધ અવસ્થાનો લાભ થશે નહિ. ધાણી શેકાતી વખતે જે ધાણી તાવડામાંથી બહાર ઉડી પડે છે તેને કોઇ જાતનો

ડાઘ લાગતો નથી, પણ ઉની રેતીવાળા કડાયામાં જે ધાણી રહી જાય તેને ક્યાંકને ક્યાંક કાળો ડાઘ પડયા વિના રહેતો નથી.

૧૨. વિષય, છયાં છોકરાં, અથવા માનઅકરામની ઈચ્છાથી કોઇએ ભગવાનની સાધના કરવી નહિ. ફક્ત સચ્ચિદાનંદના લાભ માટેજ જો કોઇ તેની પ્રાર્થના કરે તો ચોક્કસ ઈશ્વરપ્રાપ્તિ થાય.

૧૩. પવનથી પાણી હલ્યા કરતું હોય તો તેમાં પડછાયો બરાબર પડે નહિ. શ્વાસ ચાલવાની સાથે મન પણ ચાલતું હોય છે. માટે યોગી લોકો શ્વાસને રોકી મનને સ્થિર કરી ભગવાનનું ધ્યાન કરે છે.

૧૪. જે માણસ પોતાના હૃદયરૂપી ઘરમાં ખાતર ન પાડે એટલે કે શુદ્ધ ભાવનાનો ચોર ન બને એનેજ સચ્ચિદાનંદનો લાભ થાય. અર્થાત સરળ ભાવ અને વિશ્વાસથીજ પ્રભુને મળી શકાય છે.

૧૫. જેમ સર્પને દેખીને લોકો બોલે છે કે "હે નાગદેવ! તમારા મોઢાને સંતાડી રાખો અને માત્ર પુંછડી દેખાડો." તેવીજ રીતે કોઈ જુવાન સ્ત્રીને જોઇને તેને માતાજી કહીને નમસ્કાર કરવા, તેના મુખની સામે ન જોતાં તેના પગની સામે નજર રાખવી એમ કરવાથી મોહમાં પડવાની કે લપટાઇ જવાની ધાસ્તી રહેશે નહિ.

૧૬. 'વિદ્યા–શક્તિ' રૂપે હોય કે 'અવિદ્યા–શક્તિ' રૂપે હોય, (સારા ગુણવાળી હોય કે ખરાબ ગુણવાળી હોય) તોપણ સાધુ સંન્યાસી અને ભક્તોએ તો સ્ત્રી માત્રને મા આનંદમયી (જગદંબા) રૂપે જોવાની છે.

૧૭. કોઈ માણસનો સંચાર ન હોય એવી એકાંત જગામાં પણ જુવાન સ્ત્રીનો ભેટો થઈ જાય ત્યારે જે પુરૂષ તેને "મા" એમ કહીને ચાલ્યો જાય તેને ખરો ત્યાગી કહી શકાય. પણ જે માણસોના ઠઠારામાં ત્યાગી હોવાનો ડોળ કરે છે તેને ત્યાગી કહી શકાયજ નહિ.

૧૮. અભિમાનની જડ મરે તોય મરતી નથી. જેમ બકરાને કાપી નાખી તેનું ધડ ને માથું નોખાં કરવામાં આવે તોપણ થોડા વખત સુધી હાલ્યા કરે છે.

૧૯. તદ્દન અભિમાન વગરનું બનવું બહુ કઠણ છે. કોઈ ઠામમાં ડુંગળી કે લસણનો છુંદો કરીને રાખ્યો હોય અને તે પછી તે ઠામને સો ફેરે ધોઈ નાખીએ છતાં તેની ગંધ કોઈ પ્રકારે જતી નથી, તે પ્રમાણે અભિમાનની કાંઈને કાંઈ અસર રહી જાય છે.

૨૦. ખરા સંન્યાસી કે ત્યાગીનાં લક્ષણ જાણો છો ? કામિની કે કાંચન સાથે તેને લેશ માત્ર પણ સંબંધ હોતો નથી. એટલે સુધી કે સ્વપ્નમાં પણ તેને સ્ત્રીનો સહવાસ થયો છે એવું લાગે અને તેથી વીર્યનું સ્ખલન થાય, અથવા સ્વપ્નમાં પણ ધન મેળવવાની તેને ઈચ્છા ઉત્પન્ન થાય તો જે બધું સાધનભજન કર્યું હોય તે તદ્દન ધુળધાણી થઈ જાય છે.

૨૧. ભગવાન કલ્પવૃક્ષ છે. કલ્પવૃક્ષ નીચે બેસીને જે કોઈ જે કાંઇ માગે તે તેને મળે છે. તેટલા માટે સાધનભજનથી મન શુદ્ધ થયું હોય ત્યારે તો ખુબ ખંત રાખીને વિષયકામનાનો ત્યાગ કરવાનો છે. તેનું કારણ શું છે તે તમો જાણો છો ? એક માણસ એક વખતે ફરતો ફરતો રણવગડામાં જઈ ચડયો. રસ્તે તડકો લાગવાથી તથા ચાલવાના થાકથી તે ઘણો હેરાન થઈ ગયો હતો અને પરસેવે નીતરી રહ્યો હતો, તેથી એક ઝાડ નીચે બેસીને વિસામો ખાતાં ખાતાં મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો કે આ ટાણે એક મઝાનું બિછાનું જડી જાય તો બહુ સુખેથી ઉંઘ ખેંચું. આ માણસને ખબર નહોતી કે પોતે એક કલ્પવૃક્ષ નીચે બેઠેલ છે. તેના મનમાં જેવી આ ઈચ્છા ઉઠી કે તરતજ તે ઠેકાણે ઉત્તમ બિછાનું આવી પડયું. મુસાફર અતિશય અચરજ પામ્યો અને તે બિછાના ઉપર સુતો અને મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો કે, આ વખતે જો કોઇ સ્ત્રી આવી ચડે અને મારા પગ દાબે તો મને બહુજ સુખેથી ઉંઘ આવે. આ વિચાર ઉઠયો ન ઉઠયો ત્યાં તો એક જુવાન બાઈ તેના પગ આગળ બેસીને તેની સેવા કરવા લાગી. આ જોઈ મુસાફરના

હરખનો પાર રહ્યો નહિ, ત્યાર પછી તેને ખુબ ભૂખ લાગી હતી એટલે તે મનમાં કહેવા લાગ્યો કે જેની જેની ઇચ્છા કરૂં છું તે તો મને મળે છે, તો પછી કાંઈ ખાવાની ચીજ શું કરવા ન મળે? એમ બોલે છે ત્યાં તો તેની આગળ એકાએક સાત વાનાંની સુખડી આવીને પડી. મુસાફરે ખુબ પેટ ભર્યું અને તેજ બિછાના ઉપર સુતો. સુતાં સુતાં તે દિવસે જે બધું બન્યું હતું તેનો વિચાર કરે છે તે ટાણે તેના મનમાં થયું કે જો અહીં એકાએક વાઘ આવી ચડે તો શું થાય? આ વિચાર તેના મનમાં ઉઠયો ત્યાં તો એક જબરદસ્ત વાઘ છલંગ મારીને તેની આગળ આવ્યો અને તેને પકડીને તેની ડોકમાંથી લોહી પીવા લાગ્યો. આખરે તે મુસાફર મરી ગયો. આ દુનીઆમાં જીવની પણ આવીજ દશા થાય છે. ભગવાનનું સાધનભજન કરતાં કરતાં જે વિષય, ધન, છૈયાં, છોકરાં, માનઅકરામની ઇચ્છા કરીએ તો કાંઈને કાંઈ મળે ખરૂં; પણ આખરે વાઘના પંજામાં પડવા જેવું છે,—એટલે કે રોગ, શોક, તાપ, માન, અપમાન અને મળેલા વિષયનો નાશ એ રૂપી જે વાઘ તે સાચા વાઘના કરતાં પણ લાખગણું દુઃખ દેનારો છે.

૨૨. એક માણસને એકાએક વૈરાગ્ય આવી ગયો, તેથી તેણે પોતાનાં સગાંવહાલાંને કહ્યું કે, મને સંસાર સારો લાગતો નથી, જ્યાં માણસનો પગજ ન હોય એવે ઠેકાણે હવે હું જઈ ભગવાનની આરાધના કરીશ. તેનાં સગાંવહાલાંએ કહ્યું કે ભલે જાઓ, તમે બહુજ સારો વિચાર કર્યો છે. તે માણસ પોતાના ઘરમાંથી નીકળી જઈ ચાલતાં ચાલતાં એક એકાંત જગ્યાએ ગયો અને તેણે ઘોર તપસ્યા કરવા માંડી. બાર વરસ સુધી તપસ્યા કરી અને થોડીક સિદ્ધિ પણ મેળવી એટલે પાછો ઘેર આવ્યો. આટલી લાંબી મુદતે તે આવ્યો તેથી તેનાં સગાંવહાલાંઓ ઘણો આનંદ દેખાડવા લાગ્યાં અને વાતચીતમાં તેને પૂછ્યું કે આટલા દિવસ તપસ્યા કરી શું જ્ઞાન મેળવી આવ્યા? એટલે તે માણસ જરા હસ્યો,

અને એક હાથી સામો ચાલ્યો આવતો હતો તેની પાસે જઈને હાથીને ત્રણવાર અડીને જેવું તેણે કહ્યું "હાથી, તું મરી જા" તેવોજ હાથી મડું થઇ નીચે પડયો. થોડીવાર પછી ફરીથી તેના ઉપર હાથ ફેરવા જેવું તેણે કહ્યું કે "હાથી, જીવતો થઈ જા" તેવોજ હાથી જીવતો થઈને ઉઠયો. ત્યાર પછી ઘરના મોઢા આગળ નદી હતી તેને કાંઠે જઈને મંત્રના જોરથી એક કાંઠેથી બીજે કાંઠે પાણી ઉપર ચાલીને ગયો અને પાછો તેવીજ રીતે આવ્યો. તેનાં સગાં આ બધું જોઈને ખૂબ અચંબો તો પામ્યાં પણ આ તપસ્વી ભાઈને કહેવા લાગ્યા કે "ભાઇ ? તેં આટલા દિવસ કેવળ ફોગટ તપાસ્યા કરી છે; હાથી મુવો કે જીવ્યો તેમાં તને લાભ શો થયો ? વળી બાર વરસ ભારે તપસ્યા કરીને નદીને સામે કાંઠે જતાં શીખ્યો ? અમે તો એક પૈસે હોડીમાં બેસીને સામે કાંઠે જઈ શકીએ છીએ. એટલે તેં તો કેવળ નકામો વખત ગુમાવ્યો ?" "ખરૂં છે, આમાં મારૂં શું વળ્યું ?" આમ બોલીને તરતજ, ભગવાનનાં દર્શન થાય તેટલા માટે ફરીથી વધારે કઠોર તપસ્યા કરવા ચાલી નીકળ્યો.

૨૩. પોતાને બહુ ચતુર માનવો તે ઠીક નથી. કાગડો બહુ ચતુર પણ વિષ્ટા ખાવાને માટે મરે,– તે પ્રમાણે આ દુનિયામાં જે બહુ ચાલાકી કરવા જાય તે કેવળ ખત્તા ખાય છે.

૨૪. એક દિવસ ગંગાને કાંઠે ઉભા રહીને એક હાથમાં રૂપીઓ અને બીજા હાથમાં માટી રાખીને હું વિચાર કરવા લાગ્યો કે રૂપીઓ એ માટી છે, અને આ માટી એ રૂપીઓ છે. એ બન્નેને ગંગામાં નાખી દીધાં. પછી તરતજ મને બીક લાગી અને વિચાર આવ્યો કે લક્ષ્મીમાતાજી કદી મારા ઉપર ગુસ્સે થશે અને મને ખાવાનું પણ નહી દે તો ? તે પછી મનમાં વિચાર આવ્યો અને હું બોલવા લાગ્યો "લક્ષ્મીમાતાજી, તમે તો મારા હૃદયમાં બેસો, તમારી માયા મારે જોઈતી નથી."

૨૫. ઈશ્વર બે વખત હસે છે. જ્યારે ભાઈઓ ભાઈઓ હાથમાં પ્રીટની ડબી લઈને જમીનની વહેંચણુ કરે છે અને બોલે છે કે "આ હદ તારી, અને આ હદ મારી" એ વખતે પ્રભુ એકવાર હસે છે, અને માણસને જ્યારે બહુ અસુખ થાય છે, અને સગાંસંબંધી રોકકળ કરે છે ત્યારે વૈદ્ય આવીને કહે છે કે "બીઓ છો શું કરવા ? હું હમણાં સાજો કરી દઉં છું." તે વખતે પણ ભગવાન હસે છે. વૈદ્ય જાણતો નથી કે ભગવાનને જો મારવો હોય તો કોઈ બચાવી શકતું નથી.

૨૬. શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું હતું કે, "હે અર્જુન ? આઠ સિદ્ધિમાંથી ગમે તે તારી પાસે હશે તોય મારૂં જે પરમ સ્વરૂપ છે તેને તું મેળવી શકીશ નહિ." માટે જે ખરો ભક્ત કે જ્ઞાની છે તેણે કોઈ દિવસ સિદ્ધિ મેળવવાની ઇચ્છા રાખવી નહિ.

૨૭. લક્ષ્મીનારાયણ નામના એક પૈસાદાર મારવાડી ગૃહસ્થ, સત્સંગમાં રહેતા. તેઓ એક વખત દક્ષિણેશ્વરમાં પરમહંસના દર્શને આવ્યા અને તેમની સાથે ઘણીવાર સુધી વેદાંતની વાતો કરી. તેમની ધર્મચર્ચા અને વેદાંત સંબંધી વિચાર સાંભળીને લક્ષ્મીનારાયણ ઘણા ખુશી થયા, છેવટે મહારાજ પાસેથી રજા માગતી વખતે બોલ્યો કે હું દશ હજાર રૂપીઆ તમારી સેવા માટે આપવા માગું છું. આ વાત સાંભળી કે તુરતજ માથામાં જાણે ઝાટકો લાગ્યો હોય તેમ પરમહંસદેવ મુર્છાગત થઇ ગયા. થોડીવાર પછી ઘણીજ નારાજી બતાવીને બાળકની માફક તેને કહેવા લાગ્યા કે, "સાલા તુમ ઇધરસેં અભી ઉઠ જાઓ. તુમ હમકો માયાકા પ્રલોભન દિખાતા હૈ ?" મારવાડી ભક્ત ઝંખવાણા પડી જઇ પરમહંસદેવને કહેવા લાગ્યા કે "આપ અભી થોડા કચ્ચા હૈ." તેના જવાબમાં પરમહંસદેવે પુછ્યું, "કેસા હૈ ?" મારવાડી ભક્તે કહ્યું કે "મહાપુરૂષ લોગોંકો ખૂબ ઉચ્ચ અવસ્થા હોનેસે ત્યાજ્ય ગ્રાહ્ય એક સમાન બરાબર હો જાતા હૈ. કોઈ કુછ દીયા અક્ષર લીયા ઉસમેં

❀

ઉનકા ચિત્તમેં સંતોષ, વા ક્ષોભ કુછ નહીં હોતા." પરમહંસદેવ એ વાત સાંભળીને જરા હસ્યા અને તેને સમજાવવા લાગ્યા કે, "જો અરિસામાં જરાય મેલનો ડાઘ હોય તો તેમાં મોઢું બરાબર દેખાય નહિ, તેમ જેનું મન ચોક્ખું થયું છે તેના મન ઉપર કામિની-કાંચનનો ડાઘ પડે તે ઠીક નહિ." મારવાડી ભકતે કહ્યું કે "બહુ સારી વાત, હૃદય મુકરજી જે આપની સેવા કરે છે તેને નામે આપની સેવા માટે આ રૂપીઆ રાખો." તેના જવાબમાં પરમહંસદેવ બોલ્યા કે "ના. તે પણ બને નહિ. કારણ કે તેની પાસે પૈસા રહે ને કોઇ વખત હું કહું કે ફલાણાને કંઈ દે અથવા કાંઇ ખરચ કરવાની મારી મરજી થાય અને તેની મરજી દેવાની ન થાય તેવે વખતે મારામાં સહેજે એવું અભિમાન આવી જાય કે આ પૈસા કાંઈ તારા નથી. આ તો મારે માટે દીધા છે. એવું થાય તે પણ ઠીક નહિ." મારવાડી ભક્ત પરમહંસદેવની આ વાત સાંભળી બહુ અચંબો પામ્યા અને બીજા કોઇનામાં ન જોએલો એવો ત્યાગ પરમહંસદેવમાં જોઇને હદ ઉપરાંત ખુશી થયા અને પોતાને ઘેર ગયા.

૨૮. પૈસાનો અહંકાર કરવો નહિ. જો તમે માનતા હો કે તમે પૈસાદાર છો તો યાદ રાખજો કે દુનીઆમાં વધારેને વધારે પૈસાદાર માણસો પડયા છે. સાંજને વખતે આગીઓ દેખાય છે, તે મનમાં માને કે હુંજ આ જગતને અજવાળું આપું છું, પણ તારા દેખાય છે કે તેનું અભિમાન ચાલ્યું જાય છે. અને તારાઓના મનમાં થાય કે અમેજ જગતને અજવાળું આપીએ છીએ. પણ થોડીવારમાં ચંદ્રમા ઉગે છે એટલે તારાઓ લજવાઈ જઇ ઝાંખા થઇ જાય છે. ચંદ્રમાના મનમાં થાય કે મારા પ્રકાશને લીધે જગત હસતું હોય એવું દેખાય છે પણ જોતજોતામાં સૂરજ ઉગે છે ત્યારે ચંદ્રમા તેજ વગરનો થઇ જાય છે, અને થોડીવાર પછી દેખાતો પણ નથી. પૈસાદાર કદી એવો વિચાર કરે તો તેને પૈસાનો અહંકાર રહેતો નથી.

૨૯. "એક કૌપીનકે વાસ્તે" એક સાધુ, ગુરૂ પાસેથી ઉપદેશ લઈને ભગવાનનું સાધનભજન કરવાના વિચારથી એક ગામની નજીક એકાંત જગ્યામાં નાની ઝુંપડી બાંધી તેની અંદર રહેવા લાગ્યો અને સાધનભજન કરવા મંડયો. તે હંમેશાં સવારમાં વહેલો ઉઠીને ન્હાતો અને તેનાં ભીનાં લુગડાં અને લંગોટી ઝુંપડીની પાસે એક ઝાડ હતું તેના ઉપર સુકવતો. સાધુ જ્યારે ભિક્ષા માટે બહાર નીકળી પડતો તે વખતે ઉંદર આવી તેની લંગોટી કાપી નાખતો. બીજે દિવસ સાધુએ નાહીને ઝુંપડી ઉપર ફરી લંગોટી સુકવી અને પોતે ભિક્ષા માગવા ગામમાં ગયો. ભિક્ષા માગીને ઝુંપડીએ આવ્યો ત્યારે તેણે જોયું કે ઉંદરે વળી પાછી લંગોટીને કરડી તેના ટુકડે ટુકડા કરી નાખ્યા છે. તે જોઈને તેને ઘણું દુઃખ થયું અને તે વિચાર કરવા લાગ્યો કે હવે કોની પાસે જઈને કેવી રીતે લંગોટી માગવી? વળતે દિવસે ભિક્ષા માટે ગામમાં ગયો ત્યારે ગામના લોકોની આગળ ઉંદરના રંજાડની વાત કરી. ગામના લોકોએ બધી વાત સાંભળી કહ્યું કે, "આપને રોજ રોજ લંગોટી કોણ દેશે? આપ એક કામ કરો. એક મીંદડાને પાળો એટલે મીંદડાની બીકથી ઉંદર આવશે નહિ." સાધુ તરતજ ગામમાંથી મીંદડાનું બચ્ચું લઈ આવ્યો. તે દિવસથી મીંદડાને બીકે ઉંદરની રંજાડ બંધ થઈ. તે જોઈ સાધુ આ મીંદડાનું બહુ પ્યારથી લાલનપાલન કરવા લાગ્યો. થોડાક દિવસ પછી એક માણસે તેને કહ્યું કે "સાધુમહારાજ! તમારે રોજ દુધ જોઈએ. બે ચાર દિવસ દુધ માગો તે તો ચાલે, પણ બારે માસ કોણ દુધ આપે? તમે એક કામ કરો. એક ગાય રાખો, એટલે તમને પોતાને દુધ પીવા મળશે અને મીંદડાને પણ પાઈ શકશો." થોડા દિવસમાં તે એક દુઝણી ગાય લઈ આવ્યો. હવે સાધુને દુધને માટે માગવા જવાનું રહ્યું નહિ. પછી સાધુ, ગાય સારૂ ખડ અને ખાણખુટણ

માટે ગામે ગામ ભીખ માગવા લાગ્યો. ત્યારે ગામના માણસોએ તેને કહ્યું કે "તમારી ઝુંપડીની પાસે પડતર જમીન પડી છે તેને ખેડો એટલે ખડખાણુ માટે માગવા જવું નહિ પડે." એટલે સાધુએ બધાની સલાહ ઉપરથી ઝુંપડી નજીકની જમીન ખેડવા માંડી. ખેડને માટે ધીરેધીરે લોક, બળદ, વગેરે રાખવા પડયા, અને દાણોદુણી ભેગો થવા માંડયો; એટલે તે રાખવા સારૂ કોઠાર પણ બાંધવો પડયો. આ પ્રમાણે બરાબર એક ગૃહસ્થની માફક જંજાળમાં પડીને તે, દિવસ કાઢવા મંડયો. થોડા દિવસ પછી એ સાધુના ગુરૂ તે જગ્યાએ આવ્યા. તેમણે આ સઘળો વૈભવ જોઇને એક નોકરને પુછયું કે, "આ ઠેકાણે એક ત્યાગી સાધુ ઝુંપડીમાં રહેતો હતો તે કયાં ગયો છે તેની તમને ખબર છે?" ચાકર કાંઇ જવાબ દઇ શકયો નહિ. એટલે ગુરૂ પોતે ઘરની અંદર ગયા તો સામે પોતાના શિષ્યને જોયો. તેમણે તેને પુછયું કે, "બચ્ચા! આ બધું શું?" ચેલા ઝાંખો પડી જઈ એકદમ ગુરૂને પગે પડયો અને કહેવા લાગ્યો કે, "મહારાજ એ સબ એક કૌપીનકે વાસ્તે!" સાધુએ એક પછી એક બધી વાત પોતાના ગુરૂને કહી. ગુરૂનાં દર્શનથી તેની તમામ આસક્તિ દૂર થઈ ગઈ અને તેજ ક્ષણે પોતાના તમામ વૈભવનો ત્યાગ કરી ગુરૂની પાછળ ચાલી નીકળ્યો.

૩૦. પરમહંસદેવના ભાણેજ હૃદય મુકરજીએ તેમને એક વખત કહ્યું કે, "મામા તમારા ઉપર માતાજીની આટલી બધી દયા છે તો માતાજીની પાસેથી કાંઇ સિદ્ધિ શું કરવા માગી નથી લેતા?" આ વખતે પરમહંસદેવની દશા બાળકના જેવી હતી. હૃદય મુકરજીની આ વાત સાંભળી એક દિવસ ચંપાતળાવની પાળ ઉપર બેસી, એક બાળક જેમ માને કહે તેમ, પરમહંસદેવ બોલવા લાગ્યા, "મા, હૃદુ કહે છે કે તું માતાજીની પાસેથી સિદ્ધિ શું કરવા નથી માગી લેતો?" એમ કહીને પોતે માતાજીનું ચિંત્વન કરવા લાગ્યા.

થોડી વારમાંજ પોતાની નજીક જોયું તો કાળી કિનારવાળું કપડું પહેરીને એક આધેડ ઉમરની જાડી બાઈ દિશાએ જવા બેઠી છે, એમ તેમના જોવામાં આવ્યું. તરતજ ચાલ્યા આવીને તેમણે હૃદુને કહ્યું કે "હરામખોર, તેં મને કેવી બુદ્ધિ આપી? હવે કોઈ દિવસ હું તારા કહેવા પ્રમાણે કરીશ નહિ, તારૂં કહ્યું માનીને મેં માને જેવું કહ્યું કે, 'મા, હૃદુ મને કહે છે કે, તું મા પાસેથી સિદ્ધિ કેમ નથી માગી લેતો?' એટલે તરતજ માએ આવી રીતે દેખાડી દીધું."

---

## સાધનમાં સહાય

૧. પ્રથમ અવસ્થામાં નિર્જન જગ્યામાં બેસી મનને સ્થિર કરવું. તેમ ન કરીએ તો ઘણું ઘણું દેખીએ, સાંભળીએ તેથી મન ચંચળ થઈ જાય. જેમ દૂધ ને પાણી ભેળાં રાખીએ તો ભળી જાય, પણ દૂધમાંથી માખણ કાઢીએ તો માખણ પાણીમાં મળી ન જાય, તે પાણી ઉપર તરે, તે પ્રમાણે જેનું મન સ્થિર થઈ ગયું છે તે ગમે તે ઠેકાણે બેસી હંમેશાં ભગવાનનું ધ્યાન ધરી શકે.

૨. અડગ ભક્તિ ન હોય તો સચ્ચિદાનંદનો લાભ થાય નહિ. જેમ પોતાના ધણીમાં અડગ પ્રેમ રાખવાથી સ્ત્રી સતી બને છે, તેમ પોતાના ઇષ્ટદેવ તરફ અડગ ભક્તિ હોય તો તેમનાં દર્શન થાય છે.

૩ હનુમાનજીને એક જણે પુછ્યું કે, "આજ શી તિથિ થઈ?" હનુમાનજીએ કહ્યું કે, 'વાર, તિથિ, નક્ષત્ર એની મને કાંઈ ખબર નથી. મને તો ફક્ત રામચંદ્રજીના ચરણકમળની ખબર છે."

૪. ધ્યાન કરવું તો મનમાં, વનમાં અગર ખુણામાં.

૫. એકાંતવાસમાં ન જઈએ તો ભારે રોગ મટે કેવી રીતે? સનેપાતનો રોગ થયો હોય અને જે ઘરમાં રોગીને રાખ્યો હોય ત્યાં આંબલીનું અથાણું ને પાણીનો કુંજો હોય તો પછી શું

કહેવું? પુરૂષોના સંબંધમાં સ્ત્રીઓ આંબલીના અથાણાં જેવી છે, અને ભોગ-વાસના પાણીના કુંજા જેવી છે. તેથી કાંઈ રોગ જાય? કેટલાક દિવસ તો તેમનાથી દૂર જઈ નિર્જન જગ્યામાં બેસી સાધનભજન કરવું જોઇએ. પછી રોગ મટી જાય એટલે પાછા ઘરમાં રહીએ તો પણ ધારતી નહિ.

૬. શરૂઆતમાં એકાંતમાં બેસીને ધ્યાન કરવાની જરૂર છે. પછી જ્યારે ધ્યાનની પાકી ટેવ પડી જાય ત્યારે ગમે તે ઠેકાણે ધ્યાન કરી શકાય. જેમ નાના છોડની આસપાસ વાડ કરી લઇ તેને બહુ કાળજીની ઉછેરવો પડે છે, નહિ તો ગાય કે બકરાં આવી તેને ખાઇ જાય. એ છોડ વધીને મોટું ઝાડ થાય ત્યારે દસ બાર બકરાં કે ગાયો એને થડે બાંધીએ તો પણ તે કાંઈ કરી શકે નહિ.

૭. એક દિવસ એક નાની ઉંમરના શિષ્યે પરમહંસને પુછ્યું, "મહારાજ! કામને કેવી રીતે કબજે કરી શકાય?" પરમહંસદેવે જરા હસીને જવાબ આપ્યો કે, "તમામ સ્ત્રીઓને પોતાની માની માફક ગણવી. તેમ કોઈ સ્ત્રીના મોઢા સામું જોવું નહિ; હંમેશાં પગ તરફ જોવું. તેમ કરવાથી સઘળા ખરાબ વિચારો ચાલ્યા જશે."

૮. સહન કરવાના ગુણની હારનો બીજો કોઈ ગુણ નથી. જે સહે તેજ રહે, જે ન સહે તે મરે. બધા અક્ષરોમાં 'સ' ત્રણ,—શ ષ, અને 'સ.'

૯. સહન કરવાના ગુણ જેવો બીજો એકે ગુણ નથી. બધામાં સહન કરવાનો ગુણ જોઇએ, જેમ લુહારની કોડમાં એરણ ઉપર ભારે ભારે હથોડાના ઘા પડે પણ તે જરાપણ હાલતી નથી; તે પ્રમાણે બુદ્ધિ એરણના જેવી સ્થિર રાખવી, જેને ઠીક પડે તે બોલે અને ઠીક પડે તે કરે; પણ તે બધું સહન કરી લેવું જોઇએ.

૧૦, માછલાં ગમે તેટલાં દૂર હોય તોપણ સારૂં સારૂં ખાવાનું પાણીમાં નાખીએ કે તરત ભેગાં થઈ જાય. તેવીજ રીતે ભગવાન પણ વિશ્વાસવાળા ભક્તના હૃદયમાં એકદમ આવીને દર્શન આપે છે.

૧૧. પતંગીઆં દીવો દેખે એટલે તેમાં દોડીને પડે છે. તેમાં તેમના પ્રાણ જાય તોપણ અંધારામાં જતાં નથી. તે પ્રમાણે જેઓ ભગવાનના ભક્ત છે, તેઓ જ્યાં સાધુ સંત હોય કે ભગવાનની કથા ચાલતી હોય ત્યાં દોડીને જાય. સાધનભજન છોડીને તેઓ દુનીઆની નકામી ચીજોમાં બંધાતા નથી.

૧૨. પાર્વતીજીએ મહાદેવજીને પૂછયું કે "ભગવાનને મળવાનો રસ્તો શો ?" મહાદેવજીએ જવાબ આપ્યો કે, "શ્રદ્ધા એજ રસ્તો છે." ગુરૂવાકયમાં અચળ અને અટળ વિશ્વાસ વિના સચ્ચિદાનંદનો લાભ થતો નથી.

૧૩. આ દુર્લભ મનુષ્યદેહ મળ્યા છતાં જે ભગવાનનાં દર્શન ન કરી શકે તેનો જન્મ વૃથા.

૧૪. મનને કેવું જાણવું ? જાણે સ્પ્રીંગવાળી ગાદી. જ્યારે ગાદી ઉપર બેઠા હોઈએ ત્યારે તે નીચી થઈ જાય, અને ઉઠી જઈએ એટલે તરતજ ઉંચી થઈ જાય. તે પ્રમાણે સારા માણસોના કે સાધુઓના સંગમાં ભગવાન ઉપર ભાવ થોડો ઘણો આવે, પણ સાધુ સંગ છોડયો કે તરતજ મન તેનું તે; એટલે કે પોતાનું આગલું રૂપ પકડી લે.

૧૫. ભગવાનના નામમાં રૂચી અને વિશ્વાસ જાગે તો પછી કોઈ પણ જાતનો વિચાર કે સાધના કરવાપણું રહે નહિ. નામના પ્રભાવથીજ બધી શંકાઓ દૂર થઈ જાય છે. નામને લીધે ચિત્ત શુદ્ધ થાય અને નામને લીધે સચ્ચિદાનંદનો લાભ થાય.

૧૬. કપટ વગરનો સરળ વિશ્વાસ હોય તો ભગવાન મળે. એક માણસને એક સાધુ મળી ગયા. તે માણસે સાધુને બહુજ નરમાશથી કહ્યું કે મને કાંઈ ઉપદેશ દો. સાધુએ કહ્યું કે "પૂરેપૂરા મનથી ભગવાન ઉપર હેત રાખો." તે માણસે જવાબ દીધો કે "ભગવાનને મેં કોઈ દિવસ દીઠા નથી. ભગવાન વિષે હું કાંઈ જાણતો નથી તો હું તેમના ઉપર કેવી રીતે હેત રાખી શકું ?"

સાધુએ પૂછ્યું કે "તમારે કોઇના ઉપર હેત છે?" માણસે જવાબ દીધો કે, "મારે કોઈ નથી. ફક્ત એક ઘેટું છે, તેના ઉપર હું હેત રાખું છું." સાધુએ કહ્યું કે, "એ ઘેટાની અંદર ભગવાન છે એમ જાણી ખરા મનથી એની સેવા કર અને તેના ઉપર પ્રેમ રાખ." આમ કહી સાધુ ચાલ્યા ગયા. આ માણસે તે ઘેટામાં ભગવાન છે એવો વિશ્વાસ રાખીને તેની પૂરા ભાવથી સેવા કરવા માંડી. ઘણા દિવસ પછી સાધુ મહારાજનું એજ રસ્તે ફરી નીકળવું થયું. તે વખતે તેમણે પેલા માણસને શોધી કાઢીને તેને પૂછ્યું કે "હવે કેમ છે?" તે માણસ પગે પડયો અને બોલ્યો કે, "ગુરૂ! આપની કૃપાથી ઠીક છે. આપે જે પ્રમાણે કહ્યું હતું તે પ્રમાણે બરાબર મેં ભાવ રાખ્યો, તેથી મને ખૂબ લાભ થયો છે. ઘેટાની અંદર મને વખતોવખત અપૂર્વ મૂર્તિ દેખાય છે—તેને ચાર હાથ છે—તેના દર્શન કરવાથી હું ખુબ પરમાનંદમાં રહું છું."

૧૭. સાધુનો સંગ કેવો જાણવો? ચોખાના ધોણ જેવો; જેને ઘણો કેફ ચડયો હોય તેને ચોખાનું ધોણ પાય તો તેનો કેફ ઉતરી જાય, તેવી રીતે જે સંસારરૂપી દારૂના કેફથી બેભાન થએલો છે તેનો કેફ ઉતારવા માટે સાધુ પુરૂષોનો સંગ એજ ઉપાય છે.

૧૮. પરમહંસદેવ સર્પ ને સાધુની સરખામણી કરતા. જેમ સર્પ પોતાને માટે ભોણ-દર કરતો નથી પણ ઉંદરના ભોણ-દરમાં રહે છે; તે પ્રમાણે સાધુઓ પોતાને માટે ઘર બાંધતા નથી, જ્યારે જરૂર પડે છે ત્યારે બીજા માણસોને ઘેર રહે છે.

૧૯. વકીલને જોઇને કેસ ને કોર્ટ યાદ આવે ને દાક્તર કે વૈદ્યને જોઇને રોગ ને ઓસડની વાત યાદ આવે. તેવીજ રીતે સાધુ ને ભક્તોને જોઈને ભગવાન ઉપર ભાવ જાગે.

# સાધનામાં મચ્યા રહેવાની જરૂર

૧. દરિયામાં ઘણાં રત્નો છે. એક ડુબકી મારવાથી રત્ન ન મળે તો એમ ન ધારવું કે દરિયામાં રત્ન નથી. તે પ્રમાણે થોડીક સાધના કર્યા પછી ઈશ્વરનાં દર્શન ન થાય તો નિરાશ થવું નહિ, ધીરજ રાખીને સાધના કર્યા કરવી. વખત આવ્યે તમારા ઉપર ભગવાનની કૃપા થશે.

૨. દરિયામાં એક જાતની છીપ થાય છે. તે હમેશાં પોતાનું મોં ખુલ્લુ રાખીને પાણી ઉપર તરે છે. પણ સ્વાતિ નક્ષત્રમાં પાણીનું એક ટીપું તેના મોઢામાં પડયું કે તરતજ તે માછલી મોઢું બંધ કરી પાણીને તળીએ ચાલી જાય છે અને ફરી ઉપર આવતી નથી. તેવીજ રીતે સત્ય વસ્તુના જ્ઞાનરૂપી પાણી પીવાની ઈચ્છાવાળો શ્રદ્ધાળુ સાધક પણ ગુરૂમંત્રરૂપી પાણીનું એક ટીપું મળ્યા પછી સાધનારૂપી અગાધ પાણીમાં ઊંડો ઉતરી જાય છે અને બીજી કોઈ વસ્તુ તરફ ધ્યાન દેતો નથી.

૩. જેમ કોઈ મોટા માણુસની પાસે જવું હોય તો તેના સીપાઈ સંત્રીની અનેક ખુશામત કરવી પડે છે. તેમ પ્રભુ પાસે જવું હોય તો અનેક સાધન ભજન સત્સંગ વગેરે ઉપાયો દ્વારા જવાય.

૪. એક કઠીઆરો વગડામાંથી લાકડાનો ભારો લાવી તેને વેચી માંડમાંડ પોતાનું પેટ ભરતો. એક દિવસ તે જંગલમાંથી કરગઠીઆંની ભારી માથે મૂકી લાવતો હતો, તેવામાં અચાનક એક માણુસનો તેને ભેટો થઈ ગયો. તેણે તેને કહ્યું 'ભાઈ! આગળ જા.' બીજે દિવસે તે માણુસના કહેવા પ્રમાણે તે જંગલમાં જરા આગળ ગયો તો મોટાં મોટાં લાકડાંનું જંગલ તેના જોવામાં આવ્યું. તે દિવસે પોતાથી બને તેટલા લાકડાં કાપી લાવીને બજારમાં વેચવાથી હંમેશ કરતાં તેને ઘણા વધારે પૈસા મળ્યા. તે પછી વળતે દિવસે કઠીઆરો વિચાર કરવા લાગ્યો કે મને તે માણુસે

આગળ જવાનું કહ્યું છે, તો આજ હજી પણ વધારે આગળ જઈને જોઉં તો ખરો! આ પ્રમાણે તે આગળ ગયો તો સુખડના લાકડાનું વન જોવામાં આવ્યું. તેનો ભારો બાંધીને બજારમાં લાવી વેચવાથી તેને ઘણા રૂપિયા મળ્યા. તે પછીને દિવસે તેના મનમાં થયું કે મને તે માણસે આગળ જવાનું કહ્યું છે. એટલે તે વધારે આગળ ગયો તો તેના જોવામાં ત્રાંબાની ખાણો આવી. એટલેથી ન અટકતાં તે માણસ રોજને રોજ આગળને આગળ જવા લાગ્યો. તેમ કરવાથી તેને એક પછી એક રૂપા, સોના, ને હીરાની ખાણો મળી. તે મોટો પૈસાદાર થઈ પડયો. ધર્મના માર્ગનું પણ એવુંજ છે. આગળ ને આગળ જાવ. સાધના કરતાં કરતાં કોઈ આકાર કે પ્રકાશ દેખાય કે કોઈ સિદ્ધિ મળે તો તેથી ફુલાઈને માનવું નહિ કે મને હવે બધું મળી ગયું છે.

૫. જેને માછલાં પકડવાની ઈચ્છા છે તે જ્યારે સાંભળે કે ફલાણા તળાવમાં મોટાંમોટાં માછલાં છે તો તે શું કરે? જે લોકોએ તે તળાવમાંથી પહેલાં માછલાં પકડયાં છે તેમની પાસે જઈ તેમને પુછે કે, તે તળાવમાં ખરેખર મોટાં મોટાં માછલાં છે કે નહિ; અને જો હોય તો કઇ જાતનો ચારો નાખવો અને ગલમાં કઈ જાતનું ભક્ષ ભરાવવું—આ બધી વિગતો સારી રીતે જાણવામાં તે પોતાનો બધો વખત ગુમાવે તો તે કદી પણ માછલાં પકડી શકશે નહિ. તેણે તો તળાવે જઇ પોતાનો ગલ ગોઠવી ધીરજ રાખી બેસવું જોઇએ; પછી પાણીમાં પરપોટા તથા કુંડાળાં જેવું દેખાશે અને છેવટે તે માછલાંને પકડી શકશે. ધર્મની બાબતમાં પણ તેમજ છે. સાધક અને મહાત્મા પુરૂષોની વાતમાં વિશ્વાસ રાખી ભક્તિરૂપ ચાર ફેંકી ધીરજ રૂપ ગલ નાખી બેસવું જોઇએ.

૬. એક માણસે પરમહંસદેવની પાસે આવી કહ્યું કે, "મહારાજ! ઘણા દિવસ સાધનભજન કર્યા પણ કાંઇ વળ્યું નહિ, તેથી મારે સાધનભજન કરવું નકામું છે." પરમહંસદેવે જરા

હસીને જવાબ દીધો કે, "જો! જે ખેડુ બાપદાદાના વખતથી ખેડ કરે છે તે બારબાર વરસ સુધી વરસાદ ન પડે તોય ખેડ છોડે નહિ; પણ જે ખરો ખેડુ નથી, છતાં ખેડ કરવાથી ઘણો લાભ મળે છે એમ જાણીનેજ ખેડ કરે છે તો તે એક વરસ વરસાદ ન થાય તોપણ ભગવાનનું ભજન અને કીર્તન છોડે નહિ."

૭. તરતાં શીખવું હોય તો પહેલાં ઘણા દિવસ સુધી પાણીમાં હાથપગ હલાવતાં શીખવું પડે. એકદમ તરતાં આવડી જતું નથી. એવીજ રીતે બ્રહ્મરૂપી સમુદ્રમાં તરવું હોય તો તે સમુદ્રમાં અનેક વાર પડવું જોઇએ; એકજ વારમાં કાંઈ થતું નથી.

## વ્યાકુલતા

૧. ભગવાન તરફ કેવું મન હોવું જોઇએ? જેવું સતીનું ધણી તરફ, લોભીયાનું પૈસા તરફ, અને વિષયીનું વિષય તરફ. એવું તાન જ્યારે ભગવાનમાં હોય ત્યારે ભગવાન મળે.

૨. પાંચ છોકરાંવાળી મા હોય, તે કોકને રમકડું, કોકને ઢીંગલી, કોકને ખાવાનું આપે કે જેથી છોકરાં થોડો વખત તેને ભુલી જાય. પણ તેમાંથી જે છોકરૂં રમકડું ફેંકી દઈ મા કયાં ગઈ, એમ કહીને રૂવે તેને તરત જ મા ખોળામાં લઈ છાનું રાખે છે. હે જીવ! તું કામિની-કાંચનને લીધે ભગવાનને ભુલી ગયો છે. એ બધું ફેંકી દઈને જ્યારે તું ભગવાનને મેળવવા માટે રોવા માંડીશ ત્યારે ભગવાન આવીને તેને ખોળામાં લેશે.

૩. પૈસો મળ્યો નહિ, છોકરૂં થયું નહિ, એમ કહીને લોકોની આંખમાંથી આંસુની નદીઓ ચાલી જાય છે, પણ મને ભગવાન મળ્યા નહિ, ભગવાનનાં ચરણમાં ભક્તિ થઈ નહિ એમ કહીને કેટલા માણસો આંખમાંથી આંસુનું એક ટીપું પણ પાડે છે?

૪. ઋષિ કૃષ્ણ ( ઈસુ ખ્રીસ્ત ) એક દિવસ દરિયા કાંઠે ફરતા હતા. એક ભકતે આવીને તેમને પૂછ્યું કે, " હે પ્રભુ ! ભગવાન શું કર્મે મળે ? " ઈસુ ખ્રીસ્તે તરત જ તેને પાણીમાં લઈ જઈ ડુબાડી રાખ્યો. થોડીવાર પછી તેનો હાથ પકડી બહાર કાઢીને પૂછ્યું કે " તને શું થતું હતું ? " ભકતે કહ્યું કે, " જીવ ગયો કે જશે એમ થતું હતું તેથી હું બહાર નીકળવાને તરફડીયાં મારતો હતો. " પ્રભુ ખ્રીસ્તે તે ઉપરથી તેને કહ્યું કે, " જ્યારે તારો જીવ ભગવાનને મેળવવા માટે એ પ્રમાણે તરફડીયાં મારશે ત્યારે તને ભગવાનનાં દર્શનનો લાભ થશે. "

૫. છોકરૂં મા પાસેથી પૈસો લેવા માટે કોઈ વખત માને કનડે છે–રૂવે છે ને મારે પણ છે. એ રીતે જગદંબાને પોતાની સગી મા ગણીને તેને મળવાને માટે બાળકની માફક જ્યારે માણસ વ્યાકુળ થઈ રોયાં કરે, ત્યારે જગદંબાનો ભાર નથી કે પોતાના બાળકને દર્શન ન આપે.

૬. ભગવાનનાં દર્શન માટે પોતાની વ્યાકુળતાની વાત કરતાં પરમહંસદેવ કહેતા કે " જ્યારે દક્ષિણેશ્વરના ઠાકોર મંદિરમાં સંધ્યાની આરતીની ઝાલર વાગતી ત્યારે હું ગંગાજીને કાંઠે જઈને રોતો રોતો માને બૂમ પાડીને કહેતો કે " મા ! દિવસ તો આથમ્યો છતાં તારાં દર્શન થયાં નહિ. "

૭. જેને તરસ લાગી હોય તે શું ગંગાજીનું પાણી ડોળું છે એમ કહીને તળાવ ખોદી તેમાંથી પાણી પીશે ? તે પ્રમાણે જેને ધર્મરૂપી પાણીની તરસ લાગી ન હોય તે માણસ જ આ ધર્મ ઠીક નથી ને ફલાણો ધર્મ ઠીક નથી એમ કહીને ગરબડ કરતો ફરે છે. તરસ લાગી હોય તો આટલો બધો વિચાર થતો નથી.

# ભક્તિ અને ભાવ

૧. 'હિરેમતિ' (હીરા મોતી) બજારમાં લાખો રૂપીઆનાં મળી શકે છે, પણ 'કૃષ્ણેમતિ' (કૃષ્ણમાં મતિવાળા) કેટલાંક મળે!

૨. ધોળા કાચ ઉપર કોઈ વસ્તુની છાપ પડે નહિ, પણ જો તેના ઉપર મસાલો લગાડયો હોય તોજ છાપ પડે. જેમ કે ફોટોગ્રાફ. તેમ શુદ્ધ મન ઉપર જો ભક્તિરૂપી મસાલો લગાડયો હોય તો તેમાં ભગવાનની છબી દેખાય. પણ ભક્તિ વગર એકલું શુદ્ધ મન હોય તો તેમાં ભગવાન દેખાય નહિ.

૩. પ્રેમ કોને કહેવો? ભગવાન, ભગવાન એમ બોલતાં બોલતાં જગતનું ભાન એટલે સુધી ભૂલી જવાય કે પોતાનું વહાલામાં વહાલું જે શરીર તેનું પણ ભાન રહે નહિ; તે ખરો પ્રેમ.

૪. પહેલો ભાવ, પછી પ્રેમ છેવટે ભાવ–સમાધિ. જેમ કીર્તન કરતાં કરતાં પહેલું "નિતાઈ મારો મસ્ત હાથી" "નિતાઈ મારો મસ્ત હાથી" એમ બોલે, પછી ધીરે ધીરે ભાવમાં મગ્ન થતાં ફક્ત "હાથી, હાથી," એમ બોલે; અને તે પછી છેવટે ફક્ત "હા" એટલો શબ્દ બોલતાં બોલતાં ભાવ–સમાધિમાં મગ્ન થઈ જાય છે. આવી રીતે લાંબો વખત કીર્તન કરતાં કરતાં છેવટે માણસ બહારના જગતનું ભાન ભુલી જઈ ચુપ થઇ જાય છે.

૫. જેમ કોઈ ઝુંપડીમાં હાથી દાખલ થાય તો તેને તોડી પાડી નાખે, તે પ્રમાણે ભાવ રૂપી હાથી દેહ રૂપી શરીરમાં દાખલ થાય તો દેહને તોડી નાખે. (દેહનું ભાન રહે નહિ.)

૬. જેને ભગવાનની ભક્તિ થાય તેનો ભાવ કેવી જાતનો હોય તે તમે જાણો છો? "હું સંચો છું, તું સંચો ચલાવનાર છું; હું ઘર છું, તું ઘર ધણી છું; હું રથ છું, તું રથને હાંકનાર છું; તું જેમ મને બોલાવે તેમ બોલું, જેમ કરાવે તેમ કરૂં; જેમ ચલાવે તેમ ચાલું" એવી જાતનો.

૭. ભગવાનના ચરણમાં ભક્તિ થઈ એટલે વિષયવાસના એની મેળે છુટી જાય છે, તેને પછી દુનીઆદારીનાં કામો ગમતાં નથી. જેમ સાકરનું શરબત પીધા પછી કોઇને ગોળનું પાણી પીવું ગમતું નથી.

૮. જ્યાંસુધી ભગવાનના ચરણમાં ભક્તિ, પ્રેમ ન થાય, જ્યાં સુધી તેના નામનો જપ કરતાં કરતાં આંખમાંથી આંસુ ન પડે અને શરીરનાં રૂંવાડાં ઉભાં ન થાય ત્યાંસુધી જ સંધ્યાપૂજાની જરૂર છે.

૯. યાત્રામાં (બંગાળામાં શ્રીકૃષ્ણચરિત્ર, રામચરિત્ર, આદિ ધાર્મિક નાટકોમાં) જ્યાંસુધી ઝાંઝપખાજ વાગ્યા કરે છે, અને "કૃષ્ણ આવો રે, કૃષ્ણ આવો રે" એમ મોટા અવાજથી ગાયન ગાય છે, ત્યાંસુધી કૃષ્ણનો વેશ ધરનાર માણસ તે તરફ નજર પણ કરતો નથી, પોતાનું સાજ સજીને બીડી પીએ છે ને બીજા સાથે વાતો કરે છે. પણ જ્યારે તે બધો ગડગડાટ બંધ થઇ જાય અને નારદ ઋષિ થઇને આવનાર માણસ મીઠા સુરે પ્રેમના આવેશમાં "મારા પ્રાણ ગોવિંદ મમ જીવન" એવું ગાવા માંડે છે એટલે પછી શ્રીકૃષ્ણ રોકાઈ શકતા નથી, આકળા ભાંભળા થઇને ઝટપટ દોડી સામે દર્શન આપે છે. સાધકના હૃદયમાં પણ તે પ્રમાણે થાય છે. જ્યાંસુધી સાધક "પ્રભુ આવો રે, પ્રભુ આવો રે" એમ બોલીને બૂમ પાડે છે, ત્યાંસુધી સમજજો, પ્રભુ તે ઠેકાણે આવ્યા નથી. પ્રભુ જ્યારે આવે ત્યારે સાધક ભાવમાં ચકચુર થઈ જાય, બૂમ પાડે નહિ. સાધક જ્યારે ગળગળે અવાજે ભગવાનને બોલાવે, ત્યારે પછી પ્રભુ વાર લગાડી શકતા નથી.

૧૦. અહલ્યાએ કહ્યું કે "હે રામ! કુક્કરની યોનિમાં મારો જન્મ થાય તે પણ મારે કબુલ છે; પણ તમારા ચરણકમળમાં મારી અચળ શ્રદ્ધા, ભક્તિ રહો; મારે બીજું કાંઈ જોઈતું નથી."

## ધ્યાન

૧. સત્ત્વગુણી માનસ કેવી રીતે ધ્યાન કરે છે તે જાણો છો? તે રાત્રે મચ્છરદાની નાખીને પથારીમાં બેસી ધ્યાન કરે છે. બીજા માણસો એમ જાણે છે કે તે ઉંઘે છે. બીજા લોકોને દેખાડો કરવાની તેની મુદ્દલ ઈચ્છા હોતી નથી.

૨. સાધકને ધ્યાનમાં વચમાં વચમાં નિદ્રા જેવું થાય છે, તેને યોગનિદ્રા કહે છે. એ અવસ્થામાં અનેક સાધકને ભગવાનના રૂપનાં દર્શન થાય છે.

૩. ધ્યાન એવી રીતે કરવું કે તેમાં એકદમ તલ્લીન થઈ જવાય,-(Dilute) એકરસ થઈ જવાય. જ્યારે બરાબર ધ્યાન થાય છે ત્યારે પંખીઓ શરીર ઉપર બેસે તોપણ ખબર પડતી નથી. કાલિમાતાના સભામંડપમાં બેસીને હું જ્યારે ધ્યાન કરતો હતો ત્યારે તે જગ્યાના માણસો મને કહેતા કે "તમારા શરીર ઉપર બેસી ચકલીઓ અને બીજાં નાનાં પંખીઓ રમ્યા કરે છે."

## સાધન અને ખોરાક

૧. જે માણસ શુદ્ધ અને સાત્ત્વિક ખોરાક ખાય પણ ઇશ્વરને મળવાની ઈચ્છા કરતો નથી, તેનો સાત્ત્વિક ખોરાક ગોમાંસ તુલ્ય છે; અને જે માણસ ગોમાંસ ખાય છતાં ભગવાનને મેળવવાને માટે પ્રયાસ કરે છે તે માણસને ગોમાંસ એ સાત્વિક ખોરાક જેવો છે.

૨. સ્વર્ગસ્થ મહાત્મા વિજયકૃષ્ણ ગોસ્વામીનાં સાસુ એક દિવસ પરમહંસદેવનાં દર્શન કરવા આવ્યાં હતાં. પરમહંસદેવે તેમને કહ્યું. "તમે ખરા રસ્તા ઉપર છો. સંસારમાં રહીને ભગવાન ઉપર મન રાખો છો." તે બાઈ બોલ્યાં કે "મારાથી હજુ તો કાંઈ થઈ શક્યું નથી. હું હજી ગમે તેનું એઠું ખાઈ શકતી નથી." પરમહંસદેવે કહ્યું "એ વળી શું? જેનું તેનું એઠું ખાવામાં શું બધું આવી ગયું! કુતરાં શીયાળવાં બધાનું એઠું ખાય છે, તેથી શું તેમને બ્રહ્મજ્ઞાન મળે છે?"

## ૫૩

# ભગવાનની કૃપા

૧. હજાર વર્ષના અંધારા ઓરડામાં એક વખત એકજ દીવાસળી સળગાવવાથી તરતજ અજવાળું થાય છે; તેમ જીવનમાં જન્મજન્માન્તરનાં પાપ ભગવાનની એકવાર કૃપાદૃષ્ટિ થઈ તો દૂર થઈ જાય.

૨. મલાયાચળ પર્વતની હવા લાગે ત્યારે જે ઝાડ માલવાળાં હોય તે બધાં સુખડ બની જાય, પણ વાંસ, કેળ જેવાં માલ વગરનાં ઝાડોમાં કાંઈ ફેરફાર થતો નથી. તેવીજ રીતે જે માણસો માલવાળા છે, તેઓના ઉપર ભગવાનની કૃપા થવાથી તેઓ એક ઘડીમાં ઉત્તમ ભાવનાથી ભરપૂર બને છે, પણ માલવિનાના વિષયાસક્ત માણસોમાં તે કૃપાને લીધે સહેલાઇથી ફેરફાર થતો નથી.

૩. નાનાં નાનાં છોકરાંઓ ઘરમાં એકલાં બેઠાં બેઠાં પોતાની મેળે ઢીંગલીની સાથે રમ્યા કરે અને કાંઈ બીજી ચિંતા રાખે નહિ; પણ જેવી તેમની મા આવે તેવાંજ બધાં ઢીંગલી ફેંકી દઇ 'મા' 'મા' કરી તેની પાસે દોડયા જાય. તમે પણ અત્યારે ધન, માન, યશ એવી એવી ઢીંગલીઓ લઇને આ દુનિયામાં બેફિકર બનીને સુખેથી રમ્યા કરો છો. કોઇ જાતની બીક કે ચિંતા રાખતા નથી. પણ જો મા જગદંબાનાં તમને એકવાર પણ દર્શન થાય તો તમને ધન, માન, યશ વગેરે સારાં લાગશે નહિ, તે બધાં ફેંકી દઇને તમે માતાજી પાસે દોડી જશો.

૪. ધૂળ ધૂળ ભરાઈ રહેવું એ બાળકોનો સ્વભાવ છે પણ માબાપ તેમને મેલાં રહેવા ન દે તે રીતે માયાના સંસારમાં પડીને જીવ ગમે તેટલો મેલો થાય તોપણ ભગવાન તેને શુદ્ધ કરવાના ઉપાય કર્યાં કરે છે.

---

## સિદ્ધ અવસ્થા

૧. લોઢું જો એકવાર પારસમણીને અડે તો સોનું થઈ જાય. તેને ધૂળની અંદર દાબી રાખવામાં આવે અથવા ઉકરડામાં નાખી દેવામાં આવે તોપણ તે સોનું ને સોનું રહે. જેને સચ્ચિદાનંદનો લાભ થયો છે તેની સ્થિતિ પણ તેવાજ પ્રકારની છે. તે સંસારમાં રહે કે, જંગલમાં રહે, પાપ તેને અડી શકતું નથી.

૨. જેમ લોઢાની તરવાર પારસમણિને અડે તો સોનાની થઇ જાય, આકાર જેવો ને તેવો રહે પણ તેનાથી પછી મારવાનું કામ થાય નહિ. તે પ્રમાણે ભગવાનના ચરણકમળને અડયા પછી માણસથી કાંઇ ખોટું કામ થઈ શકતું નથી.

૩. એક માણસે પરમહંસદેવને પૂછયું કે "સિદ્ધ પુરૂષની અવસ્થા કેવી હોય છે ?" જવાબમાં તેમણે કહ્યું "જેમ બટેટાં, રીંગણાં, સિદ્ધ થાય એટલે ચડે ત્યારે નરમ થઈ જાય છે; તેમ સિદ્ધ પુરૂષોનો સ્વભાવ નરમ બની જાય છે; તેનું બધું અભિમાન ચાલ્યું જાય છે."

૪. પરમહંસદેવ પોતાના શરીર તરફ દેખાડીને કહેતા કે "આ તો ફકત ખોળીયું છે, તેમાં રહીને બ્રહ્મમયી મા રમ્યા કરે છે."

૫. રામપ્રસાદનું ગીત જ્યારે જ્યારે સાંભળીએ ત્યારે નવું જ્ઞાન થાય છે. તેના કારણની ખબર છે ? રામપ્રસાદજી જ્યારે ગીત તૈયાર કરતા ત્યારે જગદંબા તેના હૃદયમાં બિરાજતાં.

૬. દુનીઆમાં અનેક રીતે સિદ્ધ અવસ્થા મેળવી શકાય છે. દાખલા તરીકે, કોઇ સ્વપ્ન-સિદ્ધ, કોઈ મન્ત્ર-સિદ્ધ, કોઇ એકાએક સિદ્ધ અને કોઈ નિત્ય-સિદ્ધ હોય છે.

૭. કોઇ કોઇને સ્વપ્નમાં 'ગુરૂમંત્ર' મળે છે. તેનો જપ કરીને જે સિદ્ધિ મેળવે છે તે સ્વપ્નસિદ્ધ સદ્‌ગુરૂની પાસેથી મંત્ર લઇને સાધના કરી સિદ્ધિ મેળવે છે. તે મન્ત્રસિદ્ધ, દૈવયોગે કોઈ

મોટા પુરૂષની કૃપા મેળવવાથી જેને સિદ્ધિ મળે છે તે એકાએક-સિદ્ધ કહેવાય. જેમનું મન બાળપણથીજ ધર્મમાં હોય તે નિત્ય-સિદ્ધ-તેઓ દુધી અને કોળાંની વેલ જેવા છે; તેને પહેલાં ફળ આવે અને પછી ફુલ આવે.

૮. ગરનાળા નીચે થઇને પાણી સહેલાઇથી ચાલ્યું જાય છે, ભરાઈ રહેતું નથી. તે પ્રમાણે મુક્ત પુરૂષોના હાથમાં પૈસા ટકા આવે તે રહે નહિ, એકદમ ખર્ચાઈ જાય. તેમનું મન દુનીઆ-દારીમાં મુદ્દલ હોતું નથી.

૯. " ધ્યાનસિદ્ધ જેહ જન;
મુક્તિ તેની દાસી."

ધ્યાનસિદ્ધ કોણ કહેવાય? જે માણસ ધ્યાન કરવા બેસે કે તરત જ ભગવાનના ભાવમાં મસ્ત થઈ જાય તેને.

૧૦. મુકતપુરૂષ સંસારમાં કેવી રીતે રહે છે તે જાણો છો? જેમ જળકુકડી પાણીમાં રહે પણ તેના શરીરને પાણી અડતું નથી; તેની માફક. જો શરીરે જરા પાણી અડે તો એકવાર પાંખ ફફડાવે એટલે બધું પાણી ખરી જાય છે.

૧૧. વહાણ ગમે તે દિશામાં જાય પણ કમ્પાસનો કાંટો ઉત્તર દિશામાં જ રહે. તેને લીધે વહાણની દિશાની ભુલ થાય નહિ. માણસનું મન જો ઈશ્વર તરફ રહે તો તેને કોઈ વાતની બીક રહેતી નથી.

૧૨. ચકમકનો પાણો સો વરસ સુધી પાણીમાં પડી રહે તો પણ તેમાંનો અગ્નિ જતો નથી. તેને બહાર કાઢી માર્યું કે તરત જ અગ્નિ ઝરે. ખરો શ્રદ્ધાળુ ભકત હજારો ખરાબ માણસની વચ્ચે પડી રહે છતાં તેની શ્રદ્ધા-ભકિત જરા પણ જાય નહિ. જ્યારે ભગવાનની કથા થાય ત્યારે પાછો તે ઇશ્વર-પ્રેમમાં મસ્ત થઈ જાય.

૧૩. જે જેવી જાતની ભાવના કર્યા કરે, તેને સિદ્ધિ પણ તેવી જ જાતની મળે. દષ્ટાંતમાં કહેવાય છે કે, કીડો ભમરાનો

વિચાર કરતાં કરતાં ભમરો બની જાય તેવી રીતે જે સચ્ચિદાનંદ ભગવાનનું ધ્યાન કરે તે પોતે આનંદસ્વરૂપ થઈ જાય.

૧૪. દારૂડીઆઓ કેટલીક વખત કેફમાં બેભાન થઈને શરીરે પહેરવાનું કપડું માથે વીંટે છે અને કેટલીક વખત તો તેને બગલમાં મારી ફરે છે, તેમ સિદ્ધ મહાપુરૂષોની બહારની સ્થિતિ લગભગ એવી જ હોય છે.

૧૫. અહંકાર કેવો હોય છે તે જાણો છો? જેવી કમળની પાંખડી અને નાળીએર કે સોપારીની ડાળીઓ; તે ખરી જાય તો પણ તેને ઠેકાણે જરાક ડાઘ રહી જાય. તે પ્રમાણે અહંકાર ગયા પછી પણ તેના ડાઘનું કાંઈક ચિન્હ રહે ને રહે. પણ તે અહંકારથી કોઈને કાંઈ નુકસાન થતું નથી. તેના દ્વારા ખાવું પીવું, સુવું, એવાં કર્મ સિવાય બીજાં કોઈ કર્મ થઈ શકતાં નથી.

૧૬. જેમ કેરી પાકે એટલે ડાંખળીથી પોતાની મેળે ખરી પડે. તેમ જ્ઞાન થાય એટલે અભિમાન વગેરે પોતાની મેળે ચાલ્યાં જાય. પરાણે નાતજાત છોડવાં તે ઠીક નથી.

૧૭. ગુણ ત્રણ પ્રકારનાઃ—સત્ત્વ, રજ, અને તમ. આ ત્રણમાંથી કોઈપણ ગુણ ભગવાન નજીક પહોંચી શકતા નથી. દાખલા તરીકે એક માણસ વગડામાં રસ્તે ચાલ્યો જતો હતો. તે વખતે ત્રણ લુંટારાએ આવી તેને પકડયો અને તેની પાસે જે કાંઈ હતું તે બધું પડાવી લીધું. તે ત્રણમાંથી એક લુંટારો બોલ્યો કે "આ માણસને જીવતો રાખવામાં માલ નથી!" એમ કહી કુહાડી ઉપાડીને તે તેને મારી નાખવા તૈયાર થયો. બીજા લુંટારાએ આવીને કહ્યું કે "ના. એને મારશો માં, મારી નાખવાથી શું થાય! એના હાથ પગ બાંધીને અહીં રાખી ચાલ્યા જઇએ." પછી બધાએ મળી તેના હાથપગ બાંધ્યા અને તેને તે ઠેકાણે રાખીને ચાલ્યા ગયા. થોડીવાર પછી તેમાંથી એક જણે પાછા આવીને કહ્યું કે "ભાઈ, તને ઘણું લાગ્યું હશે. ચાલ, હું હમણાંજ તને છોડું છું." એમ

કહીને તે લુંટારાએ તેના બંધ છોડી નાખ્યા અને કહ્યું કે, "મારી સાથે સાથે ચાલ. હું તને માર્ગ દેખાડું." પછી રસ્તાની નજીક જઇને તેને કહ્યું કે "આ રસ્તે તું ચાલ્યો જઇશ એટલે તું ઘેર પહોંચીશ." એટલે તે માણસ તેને કહેવા લાગ્યો કે "તમે મને જીવતદાન આપ્યું છે; તમે મારા ઘર સુધી આવો. ત્યારે ચોરે કહ્યું કે "હું ત્યાં આવી શકું નહિ. લોકોને ખબર પડી જાય. હું તો ફક્ત તને રસ્તો બતાવીને આ ચાલ્યો."

૧૮. મુક્તપુરૂષ સંસારમાં કેવી અવસ્થામાં રહે છે તે જાણો છો ? એંઠી પતરાવળી વાવાઝોડામાં રહે તેવી રીતે પોતાને કાંઈ ઇચ્છા કે અભિમાન હોતું નથી. પવન તેને જે દિશામાં ઉડાડીને લઈ જાય તે દિશામાં જાય. કોઈ વખત ઉકરડામાં ને કોઈ વખત સારી જગ્યામાં.

૧૯. પરમહંસદેવ કહેતા કે, "ગુરૂ, કર્તા, બાપુ–આ ત્રણ શબ્દો મારા શરીરને કાંટાની જેમ વીંધે છે. ઇશ્વર કર્તા નથી; તે સંચો ચલાવનાર છે અને હું સંચો છું."

૨૦. જ્યાં સુધી કમોદ પોતાની મૂળ સ્થિતિમાં હોય ત્યાં સુધી તેને વાવી હોય તો ઉગી નીકળે, પણ તેજ કમોદને બાફ્યા પછી વાવીએ તો તે ઉગે નહિ, તે પ્રમાણે જે માણસ સિદ્ધ થએલ છે તેને પછી આ દુનિયામાં જન્મ લેવાપણું નથી.

૨૧. પરમહંસ અવસ્થા કઇ કહેવાય ? જેમ હંસને દુધ અને પાણી ભેળાં કરીને દઇએ તો દુધ પી જાય અને પાણી રહેવા દે, તેમ પરમહંસ આ દુનીઆમાં સારરૂપ જે ભગવાન એને ગ્રહણ કરે અને અસાર જે સંસાર તેને છોડી દે.

૨૨. પ્રથમ તો અજ્ઞાન હોય, તે પછી જ્ઞાન ને પછી છેવટ જ્યારે સચ્ચિદાનંદનો લાભ થાય ત્યારે સાધક જ્ઞાન અને અજ્ઞાનની પેલી પાર ચાલ્યો જાય–જેમ શરીરમાં કાંટો વાગ્યો હોય તે કાઢવાને માટે એક બીજો કાંટો યત્ન કરીને બહારથી લાવી તેનાથી

પહેલાં કાંટાને કાઢી નાખીએ છીએ અને પછી બન્ને કાંટાને ફેંકી દઈએ છીએ તેમ.

૨૩. જે માણસને સિદ્ધિ મળી છે એટલે કે જેને ભગવાનનાં દર્શન થયાં છે તેનાથી પછી કોઇ જાતનું ખોટું કામ થઈ શકતું નથી. દાખલા તરીકે જેને નાચતાં આવડે છે તેનો પગ કદી પણ બેતાલ પડતો નથી.

૨૪. બૃહસ્પતિના પુત્ર કચ સમાધિમાંથી ઉઠયા અને તેનું મન કાંઈક નીચે ઉતરી બહારના જગતમાં આવ્યું ત્યારે ઋષિઓએ તેને પૂછ્યું કે "અત્યારે તને કેવો અનુભવ થાય છે?" તે ઉપરથી કચે કહ્યું કે "બધું ભગવાનમય દેખાય છે, તેના સિવાય બીજું કાંઈ પણ મારા જોવામાં આવતું નથી."

## બધા ધર્મોની એકતા

૧. જેમ ગ્યાસનો પ્રકાશ એક ઠેકાણેથી આવીને ગામમાં જુદે જુદે ઠેકાણે જુદા જુદા રૂપમાં બળે છે તેમ જુદા જુદા દેશ અને જુદી જુદી જાતના ધર્મગુરૂ પણ એક જ ભગવાન પાસેથી આવે છે.

૨. જેમ અગાશી ઉપર ચડવું હોય તો નીસરણી, વાંસડો અથવા સીડી વગેરેની મદદથી ચડાય તેમ એક ઈશ્વર પાસે જવાના અનેક ઉપાય છે. દરેક ધર્મ એ એક એક ઉપાય.

૩. ઈશ્વર એક. તેનાં અનંત નામ અને અનંત ભાવ. જેને જે નામ અને જે ભાવથી બોલાવવું ઠીક લાગે, તે નામ અને તે ભાવથી તે બોલાવે, તો તેને પ્રભુનાં દર્શન થાય.

૪. કોઇ પણ માણસ ગમે તે ભાવ, નામ અને રૂપથી ભગવાનને એક અદ્વિતીય સચ્ચિદાનંદ પ્રભુ સમજી તેનું સાધન ભજન કરે તો તેને ચોક્કસ ભગવાનનાં દર્શન થાય.

૫. જેટલા મત તેટલા પંથ, જેમ આ કાલિ–મંદિરે આવવું હોય તો કોઇ હોડીઓમાં, કોઇ ગાડીમાં અને કોઇ પગે ચાલીને આવે છે તેવી રીતે જુદા જુદા મતદ્વારા જુદા જુદા માણસોને સચ્ચિદાનંદ પ્રભુનો લાભ થાય છે.

૬. માનું હેત બધાં છોકરાં ઉપર સરખું છતાં કોઈ છોકરા માટે પુરી, કોઈને માટે મમરા પતાસાં વગેરે જેને માટે જે જરૂરનું લાગે તેવી જાતની તેને માટે ગોઠવણુ કરે છે. તેવી રીતે ભગવાન પણુ જુદાજુદા સાધકોની શક્તિ અને અવસ્થા પ્રમાણે સાધનોની ગોઠવણુ કરે છે.

૭. મહાત્મા કેશવચંદ્રસેને પરમહંસદેવને પુછ્યું કે, "ભગવાન એક છે, તો પછી નોખા નોખા સંપ્રદાયોની વચ્ચે આટલા બધા ઝઘડા કેમ જોવામાં આવે છે?" જવાબમાં પરમહંસદેવે કહ્યું કે, "જેમ આ પૃથ્વીમાં આ જમીન મારી, આ ઘર મારૂં, એમ કહી માણસ આડ ઉભી કરી બેસે છે પણુ ઉપર તો એકજ અનંત આકાશ; તેના કોઇ ભાગ પાડી શકતું નથી, તે પ્રમાણે અજ્ઞાનને લીધે માણસો પોતપોતાનો ધર્મ ચઢીઆતો છે એમ કહી નકામી ગડબડ કરે છે. જ્યારે બરાબર જ્ઞાન થાય ત્યારે પછી એક બીજાની સાથે ઝઘડો રહેતા નથી."

૮. હિંદુઓની અંદર નોખા નોખા મતો જોવામાં આવે છે, તો કયા મત પ્રમાણે ચાલવાથી અમારૂં કલ્યાણ થાય? અમારે કયો મત ગ્રહણ કરવો? પાર્વતીજીએ મહાદેવજીને પૂછ્યું હતું કે, "પ્રભો, ભગવાનને મળવાનો રસ્તો કયો?" મહાદેવજીએ જવાબ દીધો, "વિશ્વાસ." મતમાં કોઇ આવતુંજતું નથી. જેને જે કોઈ મંત્રની દીક્ષા મળી હોય તેણે વિશ્વાસ સાથે તેની સાધના કરવી.

૯. જેઓનો ભાવ સાંકડો છે તેઓજ બીજાના ધર્મની નિંદા કરે અને પોતાના ધર્મને શ્રેષ્ઠ કહી મંડળીઓ બાંધે, પણુ જેઓ ભગવાનના ભક્ત છે, તેઓ તો ફક્ત સાધનભજન કર્યા કરે. તેમની

અંદર કોઈ જાતના વાંધા નથી. જેમ નાની તળાવડી અને ખાબો-ચીઆમાં સેવાળ થાય પણ વેતીઆળુ નદીમાં કોઈ દિવસ થતો નથી.

૧૦. ભગવાન એક, પણ સાધકો અને ભક્તો જુદા જુદા ભાવે તથા રૂચિ અનુસાર તેની ઉપાસના કરે છે. જેમ ગૃહસ્થોના ઘરમાં ઘઉં હોય તેમાંથી કોઈ રોટલી કરીને, કોઈ પુરી કરીને, કોઈ લાડુ કરીને જમે, તે પ્રમાણે જેવી જેની રૂચિ તેઓ તેવા ભાવથી ભગવાનનાં સાધન, ભજન તથા ઉપાસના કરે.

૧૧. જેમ પાણી એ એક જ પદાર્થ છે પણ દેશ કાળ ને પાત્ર ભેદે તેનાં જુદાં જુદાં નામ હોય છે. બંગાળ દેશમાં તેને જળ કહે છે. હીંદીમાં પાણી કહે છે, અને અંગ્રેજીમાં વૉટર અથવા એકવા કહે છે. એક બીજાની ભાષા ન જાણીએ એટલે એક બીજાને સમજી ન શકીએ, પણ ભાષા જાણ્યા પછી સમજવામાં કોઈ જાતનો ફેર પડતો નથી.

૧૨. ભગવાનનું નામસ્મરણ અને ચિન્તન કોઈ રીતે કરો એમાં કલ્યાણ થાય. જેમ સાકરની રોટલી સીધી રાખીને ખાવ કે આડી રાખીને ખાવ પણ મીઠી લાગે જ લાગે.

## કર્મનું ફળ

૧. પાપ અને પારો કોઈ પચાવી શકતું નથી. કોઇ માણસ છાનોમાનો પારો ખાય તો કોઇને કોઇ દિવસ તે શરીરે ફુટી નીકળે. તેમ પાપ કરીએ તો તેનું ફળ કોઇને કોઈ દિવસ ચોક્કસ ભોગવવું પડે.

૨. રેશમનો કીડો જેમ પોતાની લાળથી ઘર બનાવી તેમાં પોતેજ બંધાય છે તેમ સંસારી જીવ પોતાનાં કર્મોથી જ પોતે બંધાય છે. પણ જ્યારે તે પતંગીઉં થાય ત્યારે પોતાના ઘરને તોડી બહાર નીકળે, તેમ વિવેક વૈરાગ્ય થાય ત્યારે બંધાએલા જીવ મુક્ત થઈ જાય.

# યુગધર્મ

૧. પરમહંસદેવ હમેશાં કહેતા, "તાળી પાડીને સવાર સાંજ ભગવાનનું નામ લ્યો એટલે બધાં પાપ ટળી જશે. જેમ ઝાડ નીચે ઉભા રહીને તાળી પાડવાથી ઝાડ ઉપરનાં બધાં પંખી ઉડી જાય તેમ તાળી પાડીને ભગવાનનું નામ લેવાથી આ શરીર રૂપી ઝાડમાંથી અવિદ્યા રૂપી પંખી ઉડી જાય છે."

૨. આગળ સાદા તાવ આવતા અને અન્ન પચાવની દવા લેવાથી મટી જતા. હવે જેમ મલેરીઆ તાવ—તેમ કવીનાઇન મીક્ષ્ચર, આગળ લોકો યોગ, યાગ, અને તપાસ્યા કરતા પણ આ કળીયુગમાં માણસને અન્નસમા પ્રાણ, મન નબળાં. તેથી એક ચિત્તે ફક્ત ભગવાનના નામનો જપ કરે તો સંસારની બધી વ્યાધિ મટી જાય.

૩. જાણે અજાણે કે ભૂલથી ગમે તે રીતે ભગવાનનું નામ લઇએ તો પણ ફળ મળે. કોઈ તેલ ચોળીને ન્હાય છે તે પણ નાહ્યો કહેવાય અને કોઈને પાણીમાં ધકેલી દેવાય તે પણ નાહ્યો કહેવાય અને કોઈ ઘરમાં સુઈ રહે અને તેના ડીલ ઉપર પાણી ઢોળવામાં આવે તો તે પણ નાહ્યો કહેવાય.

૪. ગમે તે રીતે પણ માણસ અમૃતની કુંડીમાં પડે તો તે અમર થઈ જાય કોઈ ભજન કીર્તન કરતો તેમાં પડે તે અમર થાય, અને કોઇ રીતે ધક્કો મારીને તેને અમૃતની કુંડીમાં પાડી દેવામાં આવે તે પણ અમર થાય. તેમ ભગવાનનું નામ જાણે, અજાણે કે ભૂલમાં ગમે તે રીતે લેવાય તેનું ફળ મળે ને મળે.

૫. આ કળીયુગમાં નારદજીનો ભક્તિ માર્ગજ સુગમ છે. બીજા યુગોની અંદર જુદા જુદા પ્રકારનાં કઠોર સાધનો અને નિયમ હતા. આ યુગમાં એ બધાં સાધનોથી પ્રભુપ્રાપ્તિ કરવી એ ઘણી કઠણ છે. એક તો હમણાં માણસની જીંદગી ટુંકી, તેમાં વળી મેલેરીઆ જેવા રોગ શરીરને નબળાં બનાવી દે છે, તેથી માણસ કઠોર તપસ્યા કેવી રીતે કરે?

# ધર્મપ્રચાર

૧. સાધુઓ અને મોટા પુરૂષનાં સગાંવહાલાંઓ તેમને ગણકારતાં નથી અને દૂરનાં માણસો તેમને માન આપે છે, તેનું શું કારણ? જેમ બાજીગરની રમત તેનાં સગાંવહાલાંઓ જોતાં નથી, પણ દૂરનાં લોકો દેખીને હેરત પામી જાય છે.

૨. જવાસાનાં બી તેની હેઠે પડતાં નથી, ઉડી જઈને આઘાં પડે છે ને ત્યાં ઝાડ થાય છે. તે પ્રમાણે ધર્મગુરૂઓમાં જે ભાવના હોય તે પરદેશમાંજ બહાર આવે છે અને ત્યાંના લોકો તેમને પૂજે છે.

૩. ફાનસની નીચે અંધારૂં હોય છે, છેટે અજવાળું પડે છે, તેવી રીતે સાધુ મહાપુરૂષોને નજીકનાં માણસો ઓળખી શકતાં નથી. દૂરનાં લોકો તેમના ગુણોથી મુગ્ધ થઈ જાય છે.

૪. આપઘાત કરવો હોય તો નેયણીથી પણ કરી શકાય, પણ બીજાને મારવા જવું હોય તો ઢાલ તલવારની જરૂર પડે તેમ બીજા લોકોને ઉપદેશ દેવો હોય તો ઘણાં શાસ્ત્રો વાંચવાં પડે અને ઘણી ઘણી જાતની દલીલોથી તેમને સમજાવવા પડે છે. પણ જો પોતાનેજ ધર્મની પ્રાપ્તિ કરવી હોય તો ફક્ત એકજ વાતમાં વિશ્વાસ રાખે તો કરી શકે.

૫. મારા દેશમાં માણસો જ્યારે દાણો ભરે ત્યારે એક માણસ ભરતો જાય અને બીજો વાંસે ઉભો રહે, અને જેમ દાણો ઓછો થતો જાય તેમ વાંસે ઉભેલો માણસ વાંસેના ઢગલામાંથી દાણો ધકેલી ભરનારાની આગળ નાખતો જાય. એવી રીતે જેઓ ભગવાનના ખરા ભક્ત છે, તેઓ ભગવાનની વાત ઉપાડે તે પુરી થાય નહિ ત્યાં તો તેમનાં હૃદયમાંથી ભાવનાઓ ઉઠી આવે. તેમને કોઈ દિવસ ભાવનાની ખોટ પડતી નથી.

૬. એક માણસ લાકડાં ભેગાં કરી સળગાવીને બેસે તો પછી બીજાં પાંચ જણ આવે અને તાપે. તેવીજ રીતે સાધુ સંન્યાસીઓ

કઠણ તપસ્યા કરીને ભગવાનને જાણે, પછી બીજાં માણસો આવીને તેમની સાથે સત્સંગ કરે અને તેમનો ઉપદેશ સાંભળીને ભગવાનમાં પોતાનું મન સ્થિર કરે.

૭. ખરો પ્રચાર કેવી રીતે થાય તે જાણો છો? બીજા માણસોને ઉપદેશ દેવાને બદલે જો પોતેજ ભગવાનનું ભજન કરે તો ધાર્યા પ્રમાણે પ્રચાર થઈ શકે. જે પોતે મુક્તિ મેળવવાને પ્રયાસ કરે, તેજ ખરેખરો પ્રચાર કરે છે. જે પોતે મુક્ત થયેલો છે તેની પાસે સેંકડો લોકો પોતાની મેળે ગમે ત્યાંથી આવીને ઉપદેશ લે છે. દાખલા તરીકે પરમહંસદેવ કહેતાઃ "ફુલ ઉઘડે એટલે ભમરો એની મેળે આવી ચડે."

## પરચુરણ

૧. કલકત્તાનો એક પ્રખ્યાત પૈસાદાર માણસ શ્રીરામકૃષ્ણદેવને મળવા આવ્યો હતો, અને તેમની સાથે વાત કરતાં ઘણા ઘણા ખોટા તર્કો ઉઠાવવા લાગ્યો. પરમહંસદેવે તેને કહ્યું કે "ખોટા તર્કો કરવામાં લાભ શો? ચોકખા મનથી ભગવાનનું નામ લો, તો તમારૂં કામ થશે" આ વાત તે દંભી શેઠીઆને રુચિ નહિ, એટલે તે બોલી ઉઠયો કે—"શું તમે બધું જાણી ચુકયા છો?" શ્રીરામકૃષ્ણદેવે ઘણીજ નમ્રતાથી હાથ જોડી તેને કહ્યું કે "હું કંઈ પણ જાણી શકયો નથી તે વાત સાચી છે, પણ સાવરણી પોતે મેલી હોય છતાં જે જગ્યાએ તેનાથી વાળવામાં આવે તે જગ્યાને ચોકખી કરે છે."

૨. વનમાં ફરતાં ફરતાં શ્રી રામચંદ્રજી પંપા સરોવરમાં પાણી પીવાને ગયા. ધનુષ્યબાણ કાંઠે જમીનમાં ખોડીને પાણીમાં ઉતર્યા. પાછા ઉપર આવીને જોયું તો એક દેડકો એ તીરથી વિંધાઈ જવાથી, તેના શરીરમાંથી લોહી નીકળતું હતું અને તે પડયો હતો. શ્રી રામચંદ્રજીએ ઘણા દુઃખિત થઈને કહ્યું—"તેં

કેમ અવાજ ન કર્યો ? અવાજ કર્યો હોત તો મને ખબર પડત. તારી આ દશા થાત નહિ." દેડકાએ કહ્યું-"હે રામ ! જ્યારે મારે માથે દુઃખ પડે છે ત્યારે, 'હે રામ ! મને ઉગારો;' એમ હું કહું છું. અત્યારે જ્યારે રામ પોતેજ મારવા બેઠા ત્યારે કોને બોલાવું ?"

૩. એક પવિત્ર ભગવતપરાયણ બાઈ સંસારમાં રહીને પોતાના ધણી, દીકરાની સેવા કરતી અને ભગવાનનું ધ્યાન કરતી એક વખત તેનો ધણી કંઈક રોગ થવાથી ગુજરી ગયો. ધણીનો દહાડોપાણી કર્યા પછી તે બાઇએ પોતાના હાથમાં જે કાચની બંગડી પહેરી હતી, તે ભાંગી નાંખીને સોનાની બંગડી પહેરી. આથી બધાંય તેને પુછવા લાગ્યાં, એટલે તેણીએ જવાબ દીધો કે "આટલા દિવસ સુધી મારા ધણીનો દેહ કાચની બંગડીના જેવો ક્ષણભંગુર હતો. તેનો અનિત્ય દેહ ચાલ્યો ગયો છે. હવે તે ક્ષણભંગુર નથી. પણ નિત્ય અખંડ સ્વરૂપ છે; તેથી મેં કાચની બંગડી ફેંકી દઇને સાચું ઘરેણું પહેર્યું છે."

૪. ગંગાજળને પાણી જાણવું નહિ, શ્રીવૃન્દાવનની રજને ધૂળ જાણવી નહિ, અને શ્રીજગન્નાથ દેવના મહાપ્રસાદને અન્ન જાણવું નહિ. આ ત્રણે બ્રહ્મસ્વરૂપ છે.



"સ્વામી વિવેકાનન્દ એક દિવસ એક બંધુ (શ્રીયુત હરમોહન મિત્ર) ને બોલ્યા હતા, "ઠાકુરનું એક એક વચન લઇને તત્ત્વજ્ઞાનના ટોપલા બંધ ગ્રંથ લખી શકાય" તે સાંભળીને તે બંધુ સ્તબ્ધ બની બોલ્યા, "હેં! અમે તો ઠાકુરનાં વચનનો એવો ગંભીર ભાવ સમજી શકતા નથી. તેમનું એકાદ વચન એ રીતે અમને સમજાવીને કહેશો?"

સ્વામીજી:—સમજવાને ભેજું હોય તો સમજાય; ઠીક, ઠાકુરનું ગમે તે વચન લ્યો! હું સમજાવું.

બંધુ:—સારૂં, સર્વ પ્રાણીમાં નારાયણને જોવા સંબંધે ઉપદેશ દેતાં ઠાકુરે "હાથી નારાયણ અને મહાવત નારાયણ"ની જે વાત કહી હતી તે સમજાવો જોઇએ.

સ્વામીજીએ પણ તરતજ પૂર્વ તેમજ પશ્ચિમ એ બન્ને દેશોના પંડિતોની અંદર લાંબા વખતથી સ્વાધીન ઇચ્છા અને અદૃષ્ટવાદ, અથવા પુરૂષાર્થ અને ભગવદ્ ઇચ્છા સંબંધે જે વાદવિવાદ ચાલ્યો આવે છે, છતાં કોઈ નિર્ણય થતો નથી, એ બધી વાત ઉપાડીને ઠાકુરની તે વાર્તા એ વિવાદનું એક અપૂર્વ સમાધાન છે એમ સરળ ભાષામાં ત્રણ દિવસ સુધી તે બંધુને સમજાવ્યું."

**શ્રી રામકૃષ્ણ લીલા પ્રસંગ**

ભા. ૩ ગુરૂભાવ પૂર્વાર્ધ પા. ૨

*To the Paramhansa Ramkrishna Deva,*

"Diverse courses of worship from varied springs of fulfilment have mingled in your meditation. The manifold revelation of the joy of the Infinite has given form to a shrine of unity in your life wherefrom far and near arrive salutations to which I join mine own."

**Rabindranath Tagore.**

---

"He (Ramkrishna) was the consummation of two thousand years of the spiritual life of three hundred million people."

**Romain Rolland.**

---

The story of Ramkrishna Paramhansa's life is a story of religion in practice. His life enables us to see God face to face. Ramkrishna was a living embodiment of Godliness. His sayings are not those of a mere learned man but they are pages from the Book of Life.

**Mahatma Gandhi.**

---